# ☪ ચન્દ્રોક્તિકા ☪

( વિપ્રલંભ શૃંગારરસ કાવ્ય )


કર્તા:

સ્વ. કેશવરામ નંદરામ ભટ્ટ

( માંડવી, જીલ્લા સુરત )



પ્રકાશક:

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ

સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ

કોટ—મુંબઇ

ઇ. સ. ૧૯૩૯ ] [ વિ. સં. ૧૯૯૫

૧ મુદ્રક અને પ્રકાશક:
નટવરલાલ ઇચ્છારામ દેસાઈ બી. એ.

૨ મુદ્રણસ્થાન:
"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસ
સાસુન બિલ્ડિંગ, એલ્ફીન્સ્ટન સર્કલ
કોટ, મુંબઇ



૪ આવૃત્તિઓ:
૧ પ્રથમાવૃત્તિ: ઇ. સ. ૧૮૮૧
આર્યજ્ઞાનવર્ધકમાં છપાયું-મુંબઈ.
૨ દ્વિતીયાવૃત્તિ: ઇ. સ. ૧૮૯૪-નડિયાદ.
૩ તૃતીયાવૃત્તિ: ઇ. સ. ૧૯૦૩-વડોદરા.
૪ ચતુર્થાવૃત્તિ: ઇ. સ. ૧૯૦૭-અમદાવાદ.
૫ પંચમાવૃત્તિ: ઇ. સ. ૧૯૧૧-અમદાવાદ.
૬ ષષ્ઠાવૃત્તિ: ઇ. સ. ૧૯૩૮-મુંબઇ.
"ગુજરાતી"ના દિવાળીના ખાસ અંકમાં.
૭ સપ્તમાવૃત્તિ: ઇ. સ. ૧૯૩૯-મુંબઇ. પુસ્તકરૂપે.

# પ્રકાશકનું નિવેદન

આ ચન્દ્રોક્તિકા નામનું ધર્મશાસ્ત્ર રીતે પરણેલા એક શિષ્ટદાંપત્ય પ્રેમી યુગલનું વિપ્રલંભ શૃંગાર રસનું મનોહર કાવ્ય પુનઃ એકવાર પ્રકટ કરતાં અમને આનંદ થાય છે. અંગ્રેજી કેળવણીના પ્રાથમિક ફળ રૂપ જે વિદ્વાનો પાકયા તેમાંના એક આ મનોહર કાવ્યના કર્તા સ્વ. કેશવરામ હતા, અને ઈ. સ. ૧૮૮૦–૮૧ માં જ્યારે "ગુજરાતી" પત્રના આદ્ય સંપાદક અને સ્થાપક અમારા પૂજ્ય પિતાશ્રી ઇચ્છારામ એમણે સાહિત્ય પ્રવૃત્તિ આદરી ત્યારે કવિશ્રી સવિતાનારાયણ અને બીજાઓની સહાયથી "આર્યજ્ઞાન વર્ધક" નામનું એક નાનુંશું માસિક કાઢયું હતું. એમાં પ્રસ્તુત કાવ્ય પ્રથમ છપાયું હતું. એ વિશે સ્પષ્ટીકરણ કર્તાએ "મારી નોંધ"માં કરેલું છે. આ કાવ્ય પ્રથમ છપાયું ત્યારે અને તે પછીના કાળમાં ઘણાં વર્ષો સુધી તે ઘણું લોકપ્રિય થયું હતું, અને ઘણાં લોકોએ તે કંઠસ્થ કર્યું હતું. ખાનગી તેમજ પ્રકટ પત્રવહેવારમાં તેમાંથી શ્લોકો ઉતારવામાં આવતા હતા. તેની લોકપ્રિયતાએ તેની કેટલીક દુર્દશા પણ કરી હતી. તેના સારાં નરસાં કેટલાંક અનુકરણો પણ

થયાં હતાં. આ કાવ્યરચનાની પ્રેરણા કવિકુળગુરૂ કાલિદાસના મેઘદૂત ઉપરથી થઈ છે, તે વિશે કર્તાએ ખુલાસો કર્યો છે. સંસ્કૃત, પ્રાકૃત ભાષામાં ચન્દ્રદૂત, શશાંકદૂત વગેરે ઘણા રચાયા છે. તેમાં આ કાવ્ય એક જુદી જ ભાત પાડે છે. ચન્દ્રદૂત કાવ્યમાં ચન્દ્ર શુક્લ દ્વિતીયા તિથિએ પશ્ચિમમાં ઉગી પૂર્ણિમાએ પૂર્વ દિશામાં જાય છે, તેથી તેની સાથે કોઈ પશ્ચિમ દેશવાસી વિરહી પ્રેમી પૂર્વ દેશવાસિની પોતાની પ્રિયાને સંદેશો કહાવે છે, અને તેમ કરતાં વચ્ચેના રમણીય પ્રદેશનું વર્ણન કરે છે; એવો ભાવ એમાં હોય છે. પણ આ ચન્દ્રોક્તિકા કાવ્યમાં શરદ્ પૂર્ણિમાએ એક સમય અને દેશમાં સર્વત્ર ચન્દ્ર પ્રકાશી રહ્યો હોય છે, માટે પ્રેમી યુવક ત્યાંનો ત્યાં જ સંદેશો કહાવે છે અને વિયોગ શૃંગાર રસનું વર્ણન કરે છે. નાયકને મુંબઈ કે એવા જ નગરમાં વસ્તો કલ્પ્યો છે, અને નાયિકા તાપી તીરે સુરત શહેરમાં એક બંગલામાં વસતી માની છે. નાયક—નાયિકા વૈશ્ય છે, શ્રીમંત છે, અને ઘરનાં સુખી છે; છતાં અભ્યાસ અને કામ પ્રસંગે નાયક પરદેશ સેવે છે, ત્યાં તેને નાયિકા સાંભરે છે, અને ચન્દ્રદર્શન થતાં તેની સાથે સંદેશો કહાવે છે. છંદ રસ, અને અલંકાર શાસ્ત્રના નિયમો એમાં સાચવેલા છે, અને શિષ્ટતાનો મુદ્દલ ભંગ એમાં

थवा दीधो नथी. तेम ज धर्म अने नीतिशास्त्रना पण अनेक नियमो–सूत्रो एमां गर्भित रीते समजावेला छे, एटला कारणे गुजराती भाषासाहित्यमां मेघदूतनुं ए एक अत्युत्तम अनुकरण काव्य छे, छतां स्वतंत्र काव्य जेवुं मीठुं काव्य पण छे. एना उपर जो मल्लिनाथनी माफक टीका–टिप्पण करवा मांगीए तो थइ शके. एक वार वडोदरानी सयाजी हाइस्कुलना प्रिन्सीपाल स्व. हीरालाल श्रोफे एना उपर टीका लखी आपवानी इच्छा दर्शावेली, पण ते परिपूर्ण करवानो अवसर मळ्यो नहि.

आ काव्यना कर्तानो अमने अचानक मेळाप थयो हतो. इ. स. १९१६ मां मुंबइना सोना चांदी अने झवेरातना मोटा वेपारी अने साहसिक कारखानुं तथा पेढी चलावनार नरोत्तम भाउ झवेरीनी दुकानमां नवसारीना एक भाइ सेवावृत्ति करता हता. तेओ अमने १९१६ मां मळ्या अने आ चन्द्रोकितका काव्यना हालबेहाल थता जणाव्या हता. ते उपरथी अमे मूळ काव्य फरी छपाववानी सूचना करी हती. तेमणे कर्ताने विनति करी अने रा. केशवरामभाइ मुंबइ आव्या त्यारे तेमनी साथे अमारी ओफीसमां मेळाप करावी आप्यो. रा. केशवरामभाइए अमने आ काव्य स्वहस्ते फरी लखी आप्युं अने तेनी प्रस्तावना रूपे "मारी

નોંધ" પણ લખી આપી. અને એક બીજું પણ એક કાવ્ય લખી આપ્યું. પણ તે પછી મહા યુદ્ધના સમયમાં આટલું નાનું કાવ્ય છપાવવાનું કામ પણ બની શકયું નહિ, અને તે અટવાઇ ગયું તે આજની ઘડી સુધી. કર્તાનો વચ્ચે દેહ વિલય થયો. ઘણા વરસોનાં વહાણાં વીતી ગયાં. એટલામાં ગયે વરસે એટલે કે સન ૧૯૩૮ નો દિવાળીનો ખાસ અંક છાપવાનો પ્રસંગ આવ્યો ત્યારે આ ભૂલાઇ ગયેલું બાલક ફરી હાથ આવ્યું, અને તેને ફરી પાછું સાહિત્ય જગતે રમતું મૂકવા માટે રજા આપવાને અમે કેશવરામ નંદરામ ભટ્ટ (માંડવી સુરત) એ શરનામે એક પત્ર લખ્યો, તે એટલું જાણવા માટે કે કર્તા હજી વિદ્યમાન છે કે નહિ. પણ કર્તા તો શુદ્ધ શૃંગારરસના દેવતા ભગવાન્ શ્રીકૃષ્ણ-ચન્દ્રના ધામમાં ઘણો સમય થયા પધારેલા હતા, એટલે તેમના સેવાભાવિ સુપુત્ર રા. પ્રેમશંકરભાઇએ એક પત્ર લખી ઉત્તરમાં જણાવ્યું કે, "ગુજરાતી"ના દિવાળીના ખાસ અંકમાં ભલે છાપો પણ પુસ્તક રૂપે પરવાનગી વિના છાપશો નહિ. એ સૂચના પ્રમાણે આ કાવ્ય-રૂપી બાળકને છઠ્ઠીવાર વસ્ત્રાભૂષણ થયાં. તે પછી અમે ફરી એક વાર રા. પ્રેમશંકરભાઇને આ કાવ્યને પુસ્તક રૂપે અને કર્તાના હૃદયોદ્‌ગાર સાથે છાપવાની પરવાનગી માંગી. તે પણ તેમણે આ સાતમી આવૃત્તિ

પુરતી અને ૫૦૦ નકલ પુરતી આપી. તેથી અમને આ કાવ્ય સાહિત્ય જગતે સાહિત્યવિલાસીજનોના કરકમળમાં સમર્પણ કરવાની તક મળી છે તે માટે અમે અને સાહિત્ય પ્રિયજનો રા. પ્રેમશંકરભાઈના જ આભારી છીએ.

આ કાવ્ય સાથે મૂળ કર્તા શ્રી. કેશવરામભાઈએ અમને છપાવવા માટે તેમની એક બીજી કાવ્યપ્રસાદી આપી છે. એ પણ ચન્દ્રોક્તિકા જેવું જ મનોહર કાવ્ય છે. તેનું નામ "મેળની મુદ્રિકા" છે. આ નાનું રસિલું કાવ્ય અમે સન ૧૯૩૯ ના દિવાળીના ખાસ અંકમાં પ્રસિદ્ધ કરવા આશા રાખીએ છીએ. તેની સાથે બને તો કર્તાનો થોડો પરિચય અને છાયાચિત્ર આપવાની ઉમેદ છે. આ કાવ્યનો વર્ણિતવિષય શકુંતલોપાખ્યાન નથી, પણ લંકામાં અશોકવાટિકામાં રામભક્ત શ્રી હનુમાનજી સીતામાતાને મળે છે અને પોતાની ઓળખમાં ભગવાન્ રામચંદ્રજીની મુદ્રિકા આપે છે, તે સમયનું વર્ણન આ અપ્રસિદ્ધ કાવ્યમાં છે. એજ પ્રમાણે કર્તાના એક બંધુ સ્વ. બાળકરામ પણ એક સારા કવિ હતા. તેમણે વૃદ્ધ ચાણાકયનીતિ (બૃહત્ ચાણકયનીતિ)ના શ્લોકોનો સુંદર અનુવાદ ગુજરાતી કાવ્યમાં કરીને પોતાની શક્તિનો પરિચય આપ્યો છે. આ અનુવાદ મૂળના જેવો જ સુંદર અને કંઠસ્થ કરવા જેવો છે,

પણ પઠન પાઠન આપણા સમાજમાંથી છુટી જવાથી આ કાવ્ય પણ ભુલાઈ ગયું છે. તે પણ તાજું કરાવવાની અમારી ખાયશ છે, અને દિવાળીના કોઈ ખાસ અંકમાં તે પ્રસિદ્ધ કરીશું. આ સર્વ સાહિત્ય પ્રકટ કરવા માટે સ્વ. શ્રી કેશવરામભાઈ અમને આપતા ગયા છે તે માટે તેમનો ઉપકાર માનીએ છીએ.

આ કાવ્ય નિર્દોષ દાંપત્ય પ્રેમનું સુંદર કાવ્ય છે એટલા માટે તે લગ્નાદિ શુભ પ્રસંગે અપાતી અનેકવિધ ભેટોમાં આની પણ એક નકલ અપાય તો પરણનાર યુગલનું જીવન સુખી થવા સંભવ છે. રજવાડામાં એકવાર 'પ્રવીણ સાગર'ની નકલો કુંવરીબાઓ સાથે લઇ જતાં. તેમ આ કાવ્ય પણ પ્રેમી યુગલોએ સાથે રાખવા જેવું છે. એમાં ગુજરાતના બ્રાહ્મણ અને વૈશ્ય જીવનનું સુંદર ચિત્ર આલેખાયલું છે. આ કાવ્યનું એક ચિત્ર આલેખી આપવા માટે ચિત્રકાર રા. કળાકાન્તના પણ અમે આભારી છીએ. આ એક વાર લોકપ્રિય બનેલું, પણ પાછળથી હાલબેહાલ થયેલું મનોહર કાવ્ય ફરી પાછું લોકપ્રિય થાય અને ગુજરાતી પ્રજાના દાંપત્ય જીવનમાં પ્રેરક બને એવી આશાએ અત્રે વિરમું છું.

મુંબઈ<br>તા૦ ખ્રિસ્તી નવું<br>વર્ષ ૧૯૩૯

પ્રકાશક:<br>નટવરલાલ ઇચ્છારામ દેસાઇ

# "મારી નોંધ"

ચંદ્રોક્તિકા મેં કયે પ્રસંગે, કયા ઉદ્દેશે, ક્યારે રચી છે; પ્રથમ તે કયા સંજોગમાં, શેમાં ક્યારે પ્રસિદ્ધ કરી છે; તેની કેટલી આવૃત્તિઓ થઇ છે, અને છેલ્લે તે કયી સ્થિતિએ પહોંચી છે, એ વગેરે પ્રશ્નોનું અત્રે સંક્ષિપ્ત વિવરણ હું કરૂં છું. એ કાવ્ય નાનું છે, ઉચ્છૃંખલ વયમાં લખેલું છે, તેથી તેમાં ઉચ્છૃંખલ શૃંગારરસ છે. તે વિશે પ્રસ્તાવના જેવું કાંઇ મારે હાથે લખવું તે અનુચિત છે, તો પણ મારી હયાતીમાં જ તેના મૂળ સ્વરૂપની વિકૃતિ થયલી જોઇ મને તેમ કરવાની જરૂર પડી છે.

મારા એક સ્નેહીને તેની પ્રિય પત્નીથી થોડા સમયનો થયલો વિયોગ, એ ચંદ્રોક્તિકાનું બીજ છે. તેમાંના ભાવ, અનુભાવ અને ચિત્ર, કેથે કલ્પનાજન્ય છે, કેથે સંસ્કૃત શ્લોકોનું અનુકરણ છે અને કેથે અન્ય પદ્ય ગ્રંથો ઉપરથી સૂચિત છે; વસ્તુ કલ્પના મેઘદૂત ઉપરથી સ્ફુરી છે. કેવળ આનંદનું પ્રસરણ કરવું એ એનો ઉદ્દેશ છે. તે સને ૧૮૮૧ ના મેહ માસમાં રચી છે. મુંબઇમાં તે સમયે "આર્યબાળ જ્ઞાનવર્ધક" નામે એક સભા પ્રચલિત હતી. તેને

અંગે એક માસિક મેં અને મારા એક મિત્ર ચુનીલાલ લલ્લુભાઇ પારેખે મુંબઈમાં જ પ્રગટ કરવા માંડયું હતું. તેનું નામ **"આર્ય જ્ઞાનવર્ધક"** રાખ્યું હતું. તેને ભવિષ્યમાં લેખોનો વિક્ષેપ નહીં આવે માટે અમે કેટલાક લેખો પૂર્વ સંચયમાં રાખ્યા હતા. તેમાં સદ્ગત સાક્ષર **ઇચ્છારામ સૂર્યરામ દેશાઇનો "મુનિ સમાજ"** વગેરે બે ત્રણ ગદ્ય લેખો હતા, તથા પદ્ય લેખોમાં કવિ સવિતાનારાયણનું "સુભદ્રાહરણ", મારા વડીલ બંધુ બાળકરામ નંદરામની કેટલીક નીતિવિષયક સ્ફુટ કવિતા, અને આ **"ચંદ્રોકિતકા"** એટલાં હતાં. તદુપરાંત રા. બ. ઇચ્છારામ ભગવાનદાસે, સાક્ષર વર્ય સદ્ગત મણિલાલ નભુભાઇએ અને બીજા બે ત્રણ વિદ્વાનોએ સમયની અનુકૂળતાએ પોતપોતાના લેખો આપવા અમને આશ્વાસન આપ્યું હતું. સંચયમાં રાખેલા લેખો ધીમે ધીમે તે ચોપાનીઆમાં છપાઇ ગયા હતા. અર્થાત્ **"ચંદ્રોકિતકા"** પ્રથમ "આર્યજ્ઞાનવર્ધક"માં પ્રસિદ્ધ થઇ હતી.[1] કોઇએક લેખકે એક આવૃત્તિમાં તે "ભારતીભૂષણ"માં પ્રથમ પ્રસિદ્ધ થઇ હતી એમ લખ્યું છે તે ગળત છે.

---

૧. સંવત્ ૧૯૩૭ ના આર્યજ્ઞાનવર્ધકના પ્રથમ પુસ્તકમાં તેના ૩૦ છંદ સુધી અને સંવત્ ૧૯૩૮ ના બીજા પુસ્તકમાં તે સંપૂર્ણ છપાઇ ગઇ હતી.

જે કાવ્યમાં સ્ત્રી વક્તવ્ય અથવા સ્ત્રી સંબંધી વક્તવ્ય હોય તે પુરૂષોને, અને જેમાં પુરૂષ વક્તવ્ય અથવા પુરૂષ સંબંધી વક્તવ્ય હોય તે સ્ત્રીઓને પ્રિય થાય છે. ચંદ્રોક્તિકામાં ઉક્ત વક્તવ્ય સમભાગે છે તથા રસોમાં પ્રાધાન્ય શ્રૃંગાર રસ છે, માટે રસિક સ્ત્રી પુરૂષોમાં તે સમાન પ્રિય થઇ છે. તેજ કારણથી આજ સુધીમાં તેની ચાર આવૃત્તિઓ "જુદે જુદે સ્થળે જુદી જુદી વ્યક્તિઓ તરફથી મારી પરવાનગી સિવાય" પ્રગટ થઇ છે; એમ મારા જાણ્યામાં છે. તે નીચે મુજબ.

**આવૃત્તિ ૧ લી**—નડિયાદમાં એક યુવક મંડળે આર્યજ્ઞાનવર્ધકમાંથી ઉતારો કરી નાની ચોપડી રૂપે સંવત ૧૯૪૮ ના અરસામાં છપાવી હતી. મેં તે વિશે આક્ષેપ લીધો હતો. ખાનદાન કુટુંબના એક ત્રાહિત પુરૂષ વચમાં પડ્યા હતા, ને સમાધાન થયું હતું. પરિણામે તે મંડળે તે ફરી છપાવી નહીં. તેમાં કેટલીક સામાન્ય ભૂલો રહી હતી. કુશળ વાંચનાર સહજ સંભાળીને વાંચે તો રસની ક્ષતિ થાય એવી તે ભૂલો ન હતી.

**આવૃત્તિ ૨ જી**—વડોદરામાં રા. મહાશંકર લલ્લુભાઇ ભટ્ટે ટીકાકાર—(બાણાવળી)ના સને ૧૯૦૩ ના માર્ચ માસના અંકમાં છપાવી છે ને તે વિશે નોંધ

લીધી છે. તેમાં જણાવે છે કે કેટલાક બુકસેલરોએ આવા ઉમદા કાવ્યને ગમે તેમ છપાવી અશુદ્ધ કરી નાખ્યું છે. તેથી તેમણે તેનો જીર્ણોદ્ધાર કર્યો છે. મથાળે સંશોધક રૂપે તેમણે પોતાનું નામ લખ્યું છે. આ સંશોધન તેમણે કયી પ્રત ઉપરથી કર્યું છે તે તેઓ દેખાડી શકયા નથી. તેથી તેમને પડેલા શ્રમની આંકણી કરવા મારી પાસે સાધન નથી. તેમની નોંધ ઉપરથી જણાય છે કે, સંશોધન કરતી વખતે ચંદ્રોકિતકાનો કર્તા જાણવાને તેમને જિજ્ઞાસા થયલી હોવી જોઇએ; તે માટે ચંદ્રોકિતકામાં બતાવેલે સ્થળે પ્રયત્ન થાત તો તે પુરી પડત. અને માંડવીમાં રા. ભટ્ટને મારો પરિચય સહજ થાય એમ હતું. ને તેથી તેઓ મને મળ્યા હોત તો તેમનાવાળી આ આવૃત્તિમાં કેટલાક ક્ષેપક શબ્દો પ્રવેશ્યા છે તે પ્રવેશવા પ્રસંગ આવત નહીં.

આ કાવ્ય મેં ૩૬ વર્ષ ઉપર રચ્યું હતું. તેની લેખનશૈલી તે સમયની પ્રચલિત ઢબ ઉપર રાખી હતી. વિયોગ, યૌવન, સંયોગ વગેરે તત્સમ શબ્દો છે. તેમાંનો યકાર જકાર રૂપ થઇ વિજોગ, જોબન, સંજોગ વગેરે તદ્દ્ભવ ગુજરાતી રૂપ પામ્યા હતા, ને તે પ્રમાણે ઉચ્ચાર થતા હતા; ને ઘણે ભાગે ઘણા સમયથી તેજ પ્રમાણે લખતા આવ્યા હતા. જેમ બોલવું તેમ લખવું.

એ સૂત્ર પ્રચલિત હતું. તે સમયના શિષ્ટ પુરુષોએ તે, પોતાના ગ્રંથોમાં તદ્ભવ રૂપેજ લખેલા છે. તેની પ્રતીતિ તેના ગ્રંથો ઉપરથી આજ પણ થાય છે. તેથી મેં ચંદ્રોક્તિકામાં તે શબ્દો તદ્ભવ રૂપે લખેલા છે. તે આ ઉપલી આવૃત્તિમાં તત્સમરૂપે લખ્યા છે. હાલ બે ત્રણ દાયકા થયાં સંસ્કૃતના વિદ્વાનો વધતા જવાથી ગુજરાતી ભાષા વિશેષ સંસ્કારી થતી જાય છે, ને સંસ્કૃત શબ્દો હોય તે બહુધા તત્સમજ લખાય છે, તે જોતાં તદ્ભવને બદલે તત્સમ લખ્યા છે તે અનુચિત નથી. પણ તેથી કાવ્યની લેખનશૈલીનું સમય સ્વરૂપ ફર્યું છે તે વિશે વિચાર થયો હોત તો ઠીક. તેમાં 'ઇ'કાર 'ઉ'કાર વાળા શબ્દ મેં શબ્દજોડણી પ્રમાણે લખ્યા નહોતા પણ છંદના માપ પ્રમાણે હ્રસ્વ દીર્ઘ ગેય ઉચ્ચાર મુજબ જરૂર પડી ત્યાં લખ્યા છે. આ ધોરણ બીજા બધા આવૃત્તિકારોએ છિન્નભિન્ન કરી નાખ્યું છે. રા. ભટ્ટે તે આ આવૃત્તિમાં સુધારી લીધું છે. મારે કહેવું જોઇએ કે મૂળ સાથે સરખાવતાં, આજ સુધી પ્રસિદ્ધ થયલી બીજી બધી આવૃત્તિ કરતાં આ આવૃત્તિ વિશેષ શુદ્ધ છે. તેમાં જે કેટલાક નવા શબ્દો પેઠા છે તે બાદ કરીએ તો તે જાણે મારા મૂળ કાવ્યની જ નકલ છે, એમ કહેવા બાધ નથી. મી૦ ભટ્ટને ચંદ્રોક્તિકા ઉપર સારો પ્રેમ છે. તેમણે લીધેલી નોંધમાં

તેના દોષ વિશે મોઘમ રાખ્યું છે; તેના ગુણ વિશે નિખાલસપણે ઉચ્ચ અભિપ્રાય દર્શાવ્યો છે. કાવ્ય નામ ચંદ્રોક્તિકા સાથે જોડયું છે. તેના ૧૬૦ મા છંદનો આશય પકડી શૃંગાર રસના ગૂઢત્વનું સારૂં સ્ફોટન કર્યું છે. તે રસના ખંડન મંડનના પ્રૌઢ વિચારો દર્શાવ્યા છે. જે અનુભવવું તે તન્મયતા પૂર્વક અનુભવવું, એવું વેદાંતવાકય છે; તે તન્મયતા પ્રેમ કરાવે છે એમ જણાવી, તેમણે શુદ્ધ દંપતીના પવિત્ર પ્રેમનું યશોગાન કર્યું છે, તથા ચંદ્રોક્તિકાના પ્રેમરસને પુષ્ટિ આપી યથેચ્છ મહલાવ્યો છે. તે ઉપરથી મને તેમની ઉચ્ચ રસજ્ઞતા, મર્મજ્ઞતા અને ગુણજ્ઞતા દર્શાય છે. એકંદરે તેમની આવૃત્તિથી મને ઘણો સંતોષ થયો છે.

જ્યારે મારી તરફથી તેમને કેટલીક હકીકત પૂછવામાં આવી ત્યારે તેઓ પુત્રમરણના અસહ્ય દુઃખમાં હતા. તે છતાં તેમણે બહુમાન પૂર્વક પત્રનો જવાબ વાળ્યો અને અતિ નમ્રપણે લખ્યું છે કે હવે પછીની ચંદ્રોક્તિકાની આવૃત્તિ કર્તાને હાથે લાંબી પ્રસ્તાવનાથી પ્રસિદ્ધ થયલી જોવાની તેમની ઉત્કંઠા છે.

૩ જી આવૃત્તિ–અમદાવાદમાં પરી. કીલાભાઇ મોરલીધરે સને ૧૯૦૭ માં કહાડી છે. નડીઆદ-

વાળી આવૃત્તિમાં જે ભૂલો હતી તે તેમાં કાયમ છે ને બીજી કેટલીક નવી તે જ જાતની ઉમેરાઇ છે. પણ તેથી અર્થનો અનર્થ થવા જેવી તે નથી.

૪ થી આવૃત્તિ–અમદાવાદમાં કોઈ વાલજી ભાણજી અને એક શંકર દ્વા. પરીખે સને ૧૯૧૧ માં છાપી છે. પ્રગટ કર્તા વાલજી ભાણજી છે. શંકર દ્વા. પરીખે પ્રસ્તાવના લખી છે. પ્રસ્તાવના ઉપરથી તથા તેમની સાથે મારી તરફથી ચાલેલા પત્રવ્યવહાર ઉપરથી જણાય છે કે કાવ્યના કર્તા વિશે તથા તે પ્રથમ પ્રસિદ્ધ થયા વિશે તેમને જાતમાહિતી કશી નથી; પ્રસ્તાવનામાં તે વિશે જે લખ્યું છે તે તેના સ્નેહીના કહેવા પ્રમાણે લખ્યું છે. તેમના લખવાનું તાત્પર્ય એવું છે કે કર્તા વિદેહ થયા છે. વિદ્યમાન હોત તો તેમના બીજા લેખો બહાર પડયા વિના રહેત નહીં, તેથી કાવ્ય નિવારસી ગણી છપાવ્યું છે. છપાતાં છપાતાં અશુદ્ધ અને ક્લિષ્ટ થયું હતું. માટે તેમાં સુધારો વધારો કરી ગુજરાતી વાંચકજન આગળ મુકયું છે.

× × ×

જેને પોતાની પ્રતિષ્ઠા વ્હાલી છે તેવા ગૃહસ્થો બીજાના પુસ્તકમાં હાથ ઘાલે નહીં. કાવ્ય નિવારસી છે કે કેમ, તે વિશે મોઢાના કહેવા ઉપર ભરોસો

રાખે નહીં. તેમાં હાથ ઘાલતાં પહેલાં જો તેમણે વિચાર્યું હોત અને દીર્ઘદૃષ્ટિ કરી હોત તો તેના ૧૬૧ મા છંદમાંથી કર્તાના ઠામ ઠેકાણાનો પત્તો લાગત. તેમ કરવાની પોસ્ટની જોઇતી સગવડ પણ હતી. જો કે હું પ્રસિદ્ધ લેખક નથી, પણ મારા ગામમાં હું સારી રીતે જાણીતો છું, છતાં તેમ કરવાનો શ્રમ લેવો તેમણે યોગ્ય ધાર્યો નથી–અને સુધારો વધારો કરી કાવ્યને અધમ અવસ્થામાં મુકેલું જોવાનો પ્રસંગ મારે પ્રારબ્ધે આણી મુકયો છે. સુંઠનો ગાંગડો હાથમાં આવ્યાથી ગાંધી થઇ જવાતું નથી, ને છંદની રચના કરતાં આવડયાથી કાવ્યતા આવી જતી નથી. એ તો 'અલ્પજ્ઞાન અને જીવની હાણ' જેવું થયું છે. મારે ભેરી નાદે કહેવું પડે છે કે, વિદ્વદ્‌જનો આવા ગ્રંથ સુધારકથી સાવધ રહેશો.

મુદ્રિત કરતાં કે કોઇ બીજી રીતે કોઇ ગ્રંથ દૂષિત થયો હોય તો તેને યથા રીતે સુધારવો તે વિદ્વદ્‌જનને શોભાપ્રદ છે; પણ અશુદ્ધ કે કિલષ્ટ થઇ ગયાના નિમિત્તે તેમાં યથેચ્છ સુધારો વધારો કરવો તે ધૃષ્ટતા જ ગણાય. ગ્રંથ સંશોધનના પણ નિયમ છે. તેમાં આવી રીતે સુધારો વધારો કરવા વિશે એક પણ નિયમ નથી. કદી સંશોધન કરતાં કોઇ ચરણ કે પદનો અર્થ ન સમજાય તો તે જેવું

છે તેવું જ રાખવું, કે ભવિષ્યમાં કોઇ પ્રતમાંથી શુદ્ધ પાઠ મળી આવે તો યથાસ્થિત ગ્રંથ થવા સંભવ રહે. પણ તેવાં ચરણો કે પદો કહાડી નાખ્યાથી અને તે સ્થળે કલ્પિત ચરણો અને પદો દાખલ કરવાથી અનર્થ જ થાય છે. તેમ કરવાની કોઇ સંશોધકને સત્તા જ નથી. છતાં આ સંશોધકોએ મનસ્વી પ્રમાણે સુધારો વધારો કર્યો છે એટલે–મૂળ કાવ્યમાંથી ૪૦ મો, ૧૧૨ મો, ૧૫૬ મો એ ત્રણ છંદોનો સમૂળગો ત્યાગ કર્યો છે. કેટલાક છંદોમાંથી આખાં ચરણોનાં ચરણો અને પદોનાં પદો કહાડી નાખ્યાં છે, ને તે સ્થળે, પૂર્વાપર સંબંધ જોયા વિના, નવાં કલ્પિત ચરણો કે પદો ગોઠવી દીધાં છે; તેથી કાવ્યને ઘણે ભાગે ક્ષેપક બનાવી દીધું છે. તેમ કરતાં કેથે દુરાન્વયી રચના થઇ છે, કેથે અર્થ–ક્લિષ્ટતા આવી છે, કેથે અર્થ-ગૌરવ ગયું છે, કેથે પ્રાસ અનુપ્રાસ તૂટ્યા છે, કેથે અલંકારના ઉચ્છેદ થયા છે, અને કેથે વ્યાકરણના દોષનો પ્રવેશ થયો છે; આને તે સુધારો કહેવો કે બગાડો તથા વધારો કહેવો કે ઘટાડો? તેની મને સમજ પડતી નથી. તેમ કરનાર પોતે જ મને અથવા ગુજરાતના વાંચક જનને સમજાવશે તો હું તેમનો આભારી થઇશ. આ પ્રમાણે મારા કાવ્યની વિકૃતિ કર્યાનો ન્યાય સરકારી ન્યાયાધીશીમાં

માગવો તે કરતાં તે ગુજરાતના વિદ્વદ્જન પાસે માગવો એ જ વધારે રૂડું છે. નીચે આપેલાં ઉદાહરણ ઉપરથી જ ઉપર્યુકત દોષોમાંના કેટલાક સુજ્ઞ વાંચકના ધ્યાનમાં આવશે.

## ઉદાહરણ ૧ લું

### મૂળ ચન્દ્રોકિતકામાંનો છંદ ૮ મો

"વાયૂ લતા ફુલ તરૂ શશિ પૂર્ણિમાસી,"
"સંજોગિને પણ કરે સુરતાભિલાષી;"
"તે જોઇ આ વિરહિ વિન્હલ થાય કામે,"
"એ તો થઈ નથિ નવાઇનિ વાત નામે."

અર્થ–વાયુ, લતા, ફુલ, તરૂ, (અને) પુનમનો ચંદ્ર સંજોગી (સાથે રહેવાથી કામેચ્છા તૃપ્ત થયલી હોય છે એવા દંપતી)ને પણ સુરતાભિલાષિ કામાસકત–બનાવે છે, તો પછી તે (ઉદ્દીપક સામગ્રી નો સમુચ્ચય) જોઇ આ વિરહિ–સ્ત્રી વિયોગી પુરૂષ–કામે વિન્હળ–કામાસકત–થાય (એમાં શી નવાઇ ?) એ તો જરાયે નવાઇની વાત થઇ નથી. એવા કાવ્યાર્થાપત્તિ અલંકારનો વાચક (શી નવાઇ) તે લુપ્ત છે, અધ્યાહાર છે. તે કાઉંસમાં મુકયો છે ને તેના ઉત્તરમાં ચોથું ચરણ રચેલું છે.

શંકર દા.—ની વધારાવાળી આવૃત્તિમાંનો
છંદ ૮ મો

મીઠી સુધા વરસતી શશી પૂર્ણિમાની
પીને રસિક યુગલો બનતાં જ તાની
તે જોઇ આ વિરહી વિહ્‌વલ થાય કામે
એ તો થઇ નથી નવાઇની વાત નામે

અર્થ—પૂર્ણિમાની (શશી) ની મીઠી સુધા વરસતી, તે (પી)ને રસિક યુગલો તાંની બનતાં જ તે જોઇને આ વિરહી—સ્ત્રી વિયોગી પુરૂષ—કામે વિહ્‌વળ થાય, એમાં જરાયે નવાઇની વાત થઇ નથી.

વળી ત્રણ ચરણોના અર્થ સાથે ચોથા ચરણનો અર્થ અસંગત છે. પહેલા ચરણનો અન્વય મેં આ અર્થમાં આપ્યો છે તે સિવાય તેનો બીજો અન્વય કરીએ તો ક્લિષ્ટતા આવે છે.

બંને છંદો સરખાવતાં મૂળનાં પહેલાં બે ચરણો કહાડી નાખ્યાં છે. તે સ્થળે બે નવાં ચરણો ગોઠવ્યાં છે. જેથી એ છંદ ક્ષેપક થયો છે. મૂળ છંદમાં સમુચ્ચય અલંકાર ગૌણ છે અને કાવ્યાર્થાપત્તિ અલંકાર પ્રધાન છે. મૂળના છંદનો અર્થ ક્ષેપક ચરણવાળા છંદમાં ફરી ગયો છે. તેથી ઉક્ત બંને અલંકારો નષ્ટ થયા છે. તે સાથે મૂળ છંદમાંનું

અર્થગૌરવ ઓછું થયું છે. "શશિ" શબ્દ ગુજરાતીમાં પુંલિંગે પ્રવર્તે છે. તેને સ્ત્રીલિંગે યોજ્યો છે. તે વ્યાકરણ દોષ આવ્યો છે. "શશિ" શબ્દ સંસ્કૃત છે તેમાંનો ઈકાર હ્રસ્વ લખવો જોઇએ છતાં દીર્ઘ લખ્યો છે, તે અશુદ્ધ છે. છંદના બંધારણ પ્રમાણે પણ હ્રસ્વ જ લખાય. તે દીર્ઘ લખ્યાથી પિંગળ દોષ આવ્યો છે. આ રીતે બે ચરણો ફેરવ્યાથી એક જ છંદમાં કેટલાક દોષ આવ્યા છે તે વાંચક જન જોશે.

## ઉદાહરણ ૨ જું

છંદ ૨૪ મો મૂળ આ પ્રમાણે છે.

"પ્રીતીનિ પેટિ મનમોહન મંત્ર માળા,
આધિ ઉપાધિ વળિ વ્યાધિનિ શાંતિશાળા;
સૌ સૂખ સિદ્ધિ અવગૂણ તણી અવજ્ઞા,
શી ઉપમા દઈ વખાણું સુમિત્ર સંજ્ઞા!"

અર્થ આ પ્રમાણે છે:—

હે! સૂમિત્ર સંજ્ઞા! (તું) પ્રીતિની પેટી (છે), મનમોહનમંત્ર માળા (છે); વળી આધિ, ઉપાધિ (ને) વ્યાધિની શાંતિ શાળા—ઔષધ શાળા—(છે); બધા જ સુખની સિદ્ધિ (છે) (અને) અવગુણની અવજ્ઞા (છે). તને શી ઉપમા આપી વખાણું?

એમાં સુમિત્રનાં વખાણ કરવાને બદલે સુમિત્ર સંજ્ઞાનાં જ વખાણ કર્યાં છે તે લક્ષણાવૃત્તિ છે. અર્થાત્ મિત્રના—ચંદ્રના ગુણ ગાયા છે.

આ છંદમાં માળા રૂપક અલંકાર છે. સુમિત્ર સંજ્ઞા ઉપમેય છે ને "પ્રીતિની પેટી" આદિ ઉપમાન છે. ઉપમેય ને ઉપમાન બંને સ્ત્રીલિંગે છે. એક ઉપમેયને ઘણા ઉપમાનથી રૂપિત કરી છે. તથા ઉપમેય ઉપમાનનું અભેદે વર્ણન છે, તેથી એ માળારૂપક અલંકાર થયો છે. આ છંદ આ આવૃત્તિમાં સુધારીને આ પ્રમાણે લખ્યો છે.

પ્રીતિની પેટી મનમોહન મંત્ર માળા,
આધિ ઉપાધિ વળી વ્યાધિની શાંતિશાળા.
સૌ સુખ સિદ્ધિ ભવસાગર દુખતારા,
શી ઉપમા દઇ વખાણું સુમિત્ર મારા.

ત્રીજા અને ચોથા ચરણમાં જે પદ નીચે કાળી લીટી દોરી છે તે પદો નવાં મુકયાં છે ને મૂળ છંદમાં જે મૂળ પદો એ સ્થળે છે તે કહાડી નાખ્યાં છે. કહાડી નાખેલાં બંને પદો સ્ત્રીલિંગે છે. ને નવાં મૂકેલાં બંને પદો પુંલિંગે છે. તેથી ઉપમેય ને ઉપમાનમાં લિંગભેદ આવ્યો છે એક સંસ્કૃત ગ્રંથમાં એને લિંગભેદ દોષ ગણેલો છે. એમ અલંકારચંદ્રિ-

કાવાળો કહે છે. વળી માળારૂપકમાંના બધાં રૂપક સ્ત્રીલિંગે છે. તેમાં એક રૂપક પુંલિંગે દાખલ થવાથી કઢંગું દેખાય છે. તેમજ ઉપમેય જાતે પુંલિંગે અને તેના રૂપકનાં બધાં જ ઉપમાન સ્ત્રીલિંગે તે પણ અયુક્ત દેખાય છે. ત્રીજા ચરણમાં જે "ભવસાગર દુખતારા" એવું નવું પદ મુકયું છે તેમાં જે "તારા" શબ્દ છે તેનો કાંઈ અર્થ આ સ્થળે બેસતો નથી. જો તારાનો અર્થ "તારક" થતો હોય તો જ આખા પદનો અર્થ ઊઠે. પણ તેનો તેવો અર્થ થતો નથી. જે તરણકળામાં કુશળ હોય તે જાતે તારો કહેવાય છે. ને જે બીજાને તેરવનાર હોય તે તારક કહેવાય છે. તારાનું એક વચન "તારો"ને તેનું બહુ વચન "તારા" થાય છે. સુમિત્ર—ચંદ્ર તે એક વચનમાં છે. તેને બહુ વચન "તારા" વાળું પદ શી રીતે બંધ બેસતું થાય? નહીં જ થાય. સર્વ રીતે કરેલો ફેરફાર અયુકત છે.

### ઉદાહરણ ૩ જું

મૂળમાં ૩૦ મો છંદ આ પ્રમાણે છે.

"પાડે બુમો બહુ, વિજોગથિ ચક્રવાકાં,
પ્રીતી અજાણ કુતરાં ભસવે વડુકયાં;
પાડે બુમો પ્રસુત કાળ દુખે પ્રસૂતા,
વંઝા સુણી કરતિ હાસ્ય અજાણભૂતા.

સુધરેલો છંદ ૩૦ મો આ પ્રમાણે છે.

પાડે બુમો બહુ, વિયોગથી ચક્રવાકો
પ્રીતિ અજાણ કુતરાં ભમતા કંઈ જો
પાડે બુમો પ્રસુત કાળે દુઃખે પ્રસુતા.
પંઝ સુણી કરતી હાસ્ય અજાણ તેમાં.

જેમ કુતરાનું સામાન્ય જાતિનું એક વચન રૂપ કુતરૂં બોલાય છે ને તેનું બહુવચન રૂપ કુતરાં કહેવાય છે; તેમ ચક્રવાકનું સામાન્ય જાતિનું એક વચનનું રૂપ ચક્રવાકું અને તેનું બહુવચનનું રૂપ ચક્રવાંકાં થાય છે. તે ભેદ નહીં સમજાયાથી "ચક્રવાકાં" કહાડી નાખી ચક્રવાકો જે નરજાતિનું બહુવચન છે તે મૂકયું છે, તે બરોબર નથી. પહેલા ચરણમાંના ચક્રવાકો અને ત્રીજી લીટીમાંના પ્રસૂતા શબ્દ સાથે બીજા ને ચોથા ચરણમાં અનુક્રમે મુકેલા "કંઇ જો" અને "તેમાં" એ શબ્દોથી પ્રાસ અનુપ્રાસ મળતા નથી; ને મૂળના શબ્દોથી તે મળે છે. જ્યારે પ્રેમી દંપતી એક બીજાનાં વિયોગ દુઃખે પ્રલાપે ચઢે છે ત્યારે તે પ્રલાપ–લવારા સાંભળી પ્રેમરસનાં અજાણ્યાં સ્ત્રી પુરૂષો તેમનું હાસ્ય કરે છે તે વાત નાયક, ચક્રવાકાં અને કુતરાંની અન્યોકિતથી ચંદ્રને કહે છે. અને પ્રસૂતા ને વંઝાના દૃષ્ટાંતથી તેને પુષ્ટિ આપે છે. એવા અર્થનો આ છંદ છે. તેમાંથી "પ્રીતિ અજાણ કુતરાં ભસવે

તડુકયાં" એ કુતરાંની સ્વભાવવૃત્તિદર્શક ચરણ કહાડી નાખી, "પ્રીતિ અજાણ કુતરાં ભમતાં કંઇ જો" એવું પદ નવું મુકયું છે. જેનો અર્થ આટલો જ થાય છે કે પ્રીતિ અજાણ કુતરાં કુથે ભમતાં ફરે છે. વાંચનાર જોશે કે અન્યોકિતની રચનામાં અને દૃષ્ટાંતની રચનામાં કોઇ રીતે આ અર્થ બંધ બેસે છે?

## ઉદાહરણ ૪ થું

૧૦૨ જા છંદનું પહેલું ચરણ મૂળમાં આ પ્રમાણે છે.

"ઢીલી પડેલિ કરકાવળિ સામું જોતી"

આ ચરણમાંથી "કાવળી" (બંગડી) એ શબ્દ કહાડી "કંકણી" શબ્દ મૂકયો છે, તે સર્વથા અયુકત છે. કાવળી સ્ત્રીઓના હાથનું ઘરેણું છે. તેઓ તે હાથે બહુ ઢીલી કે બહુ બેસતી પેહેરતી નથી. પણ સહજ રમતી પહેરે છે. શરીર લેવાયું છે કે પુષ્ટ થયું છે તે સ્ત્રીઓ પોતાની બંગડી હાથમાં ઢીલી કે ધાડી થયેલી જોઇને ઘણીવાર જાણી લે છે. સ્વામી વિરહથી પોતાનું શરીર લેવાયું છે તે પોતાની કાવળી, કાંચળી અને વીંટી હાથમાં ઢીલી થયલી જોઇ નાયકાએ જાણી લીધું છે, તે વર્ણન આ છંદમાં છે. તે અલ્પાલંકાર છે. કાવળી અને કંકણીના ગાળામાં

બહુ ફેર છે. કાવળી હાથમાં રમતી જેવી બેસત હોય છે ત્યારે કંકણી સ્વતઃસિદ્ધ હાથમાં ઢીલી જ હોય છે; પહોંચા ઊતાર હોય છે. વળી કંકણ સ્ત્રીઓ નહીં પણ ફક્ત પુરૂષો એક જ હાથે બે પહેર છે. સ્ત્રીઓ જે પહેરે છે તે કંકણી નહીં પણ કાંકણ છે ને તે સંસ્કૃત કંકણ શબ્દ ઉપરથી ગુજરાતીમ આવ્યો છે. કંકણી શબ્દ પણ કંકણ ઉપરથ ગુજરાતીમાં આવ્યો હશે, ને વપરાતાં વપરાતાં ફક્ત પુરૂષોના હાથમાં ઘરેણા રૂપે તે રૂઢ થયો છે. બંગ ડીથી શરીર લેવાયું કે પુષ્ટ થયું તે જેવું જણાય છે તેવું તે કંકણીથી ગાળે ઢીલી હોવાથી જણાતુ નથી. માટે કંકણી શબ્દથી એ ચરણપુરતી ચમત્કૃતિ જતી રહી છે. તે પુરતી અલંકારમાં ખામી આવી છે

## ઉદાહરણ ૫ મું

૧૫૫ મો મૂળ છંદ છે તેમાં પૃથ્વીથી ચંદ્રનુ છેટું ૨,૩૮,૦૦૦ માઇલનું મેં દર્શાવ્યું છે. તે સુધા રેલી આવૃત્તિના એ જ છંદમાં ૨,૨૨,૦૦૦ માઇલનુ દેખાડયું છે. તે શા હિસાબે ? કદાચ ચંદ્રોક્તિક રચ્યાને લાંબો સમય થયો છે. તે ગાળામાં ખગોળ શાસ્ત્રીઓએ તે યોગ્ય કારણથી ફેરવ્યું હોય તેથી તે ખરૂં હોય તો પણ તે હાલ ચંદ્રોક્તિકામાં દાખલ થઇ શકે નહીં; કેમકે તેમ કર્યાથી તેનું સમય

સ્વરૂપ ફરે છે. તે વખતે ૨,૩૮,૦૦૦ નું છેટું વિદ્વાનોમાં માન્ય હતું ને તે જ મેં તેમાં તે વખત દાખલ કર્યું છે. હજી પણ તે તેટલું જ ગણાય છે. Manual of Geography by John Murdoch L. L. D. જે સને ૧૯૧૩ માં ફરી સુધારો વધારો થઈ પ્રસિદ્ધ થયું છે; તેમાં પણ તે છેટું ૨,૩૮,૦૦૦ માઈલનું જ બતાવ્યું છે. એટલે સુધારો કરતાં ખોટી રીતે ખોટું અંતર દાખલ થયું છે.

### ઉદાહરણ ૬ ઠું

દેવ અને દૈત્યોએ સમુદ્રમંથન કરી ૧૪ રત્નો બહાર કહાડ્યાં હતાં. તે વાત પુરાણ પ્રસિદ્ધ છે. તે ચૌદ રત્નો સાથે પોતાની પ્રિયાને નાયકે સરખાવી છે તે વર્ણન ૬૦ થી ૬૮ મા છંદ સુધીમાં આવેલું છે. તે મર્મ નહીં સમજાયાથી સુધારેલી આવૃત્તિમાં તેની પણ ખંડતા થઈ છે.

× × ×

આ પ્રમાણે આ આવૃત્તિના ૫૩ છંદોમાં ફેરફાર કરવામાં આવ્યો છે. કેથે શબ્દ, કેથે પદ, કેથે ચરણ ને કેથે અડધા છંદ સુધી વધઘટ કરવામાં આવી છે. એ રીતે આ મૃદુ કાવ્યલતા ઉપર કલમ–છરી જાણે અજાણે ફરી છે. જ્યાં જ્યાં તે ફરી છે ત્યાં ત્યાં કાવ્યનું અનિષ્ટ જ થયું છે.

કદરૂપું હોય છે છતાં સીધીનું બાળક સીધીને પ્રિય હોય છે. તેવું જ આ બાલીશતાનું બાળક મને પ્રિય છે. તેને મેં રસિક જનોના આનંદઅર્થે રસાળ ગુર્જર ભૂમિમાં રમવાને છુટું મૂક્યું હતું. તેને રસિક જનોએ રમાડયું છે, હુલરાવ્યું છે; કેટલાકે તેને હેતમાં ને હેતમાં દાબી દુબી ને શિથિલ કર્યું હતું, તેથી કોઈ રસજ્ઞએ તેની ઉપર અમૃત છાંટી મૂળ આકૃતિમાં લાવવાને પ્રેમથી પ્રયત્ન કર્યો છે. પણ છેવટની પ્રેમઘેલછામાં તે એવું સપડાયું કે તેનાં રૂપ રંગ પણ ફરી ગયાં છે. મને તેની તેવી સ્થિતિ જોઇ ખેદ થાય એ સ્વાભાવિક છે. મી૦ શંકર દા. પરીખ આવૃત્તિની પ્રસ્તાવનામાં લખે છે તેમ તો નહીં, પણ વસ્તુતઃ ઉદરપોષણના વ્યવસાયથી સાહિત્યપ્રદેશમાંથી મારો વિલય જ થયો હતો. તેમાંથી મને ચેતન આપનાર મી૦ પરીખ જ થયા. કેમકે તેની આવી સ્થિતિ થયાથી મેં ફરી તે સામું જોયું છે. જાણે મી૦ પરીખ તેમના એક પત્રમાં એમ કહેતા જણાય છે કે, આવા રૂડા બાળકને તમે છુટું કેમ મેહેલ્યું છે? એના સંમોહનાં અજ્ઞાનમાં અમે એને રમાડવા ગયા. તેમાં તે અમારા સ્પર્શથી ચોળાઈ ને ચુંથાઇ ગયું છે. ભૂલને માટે ક્ષમા ચાહીએ છીએ. હવે તેને તમે ખોળે લો, એને સંસ્કાર કરો, એના મૂળ સ્વરૂપમાં પાછું લાવો કે એનું આયુષ્ય વધે. એકલા

પરીખે જ નહીં પણ ચોગરદમથી મને લ
પ્રસ્તાવનાથી એને મૂળ રૂપે ફરી છપાવા આ
થયો છે. તેથી આ નોંધ સાથે તેને હું મૂળ સ્
પ્રગટ કરૂં છું. પણ હવે ફરી ઉપર જણાવેલી િ
આવૃત્તિઓ કોઇ બહાર પાડશે નહીં એવી હું અ
રાખું છું; કે જેથી તે વિશુદ્ધ રૂપ ગુર્જર ભૂિ
ફરી દર્શન દેતું બંધ પડે. તેમાં તેમની શોભા

આર્યજ્ઞાનવર્ધક ચોપાનીઉં જેમાં આ ક
પ્રથમ પ્રસિદ્ધ થયું છે, તે અમે સરકારમાં રીત
નોંધાવેલું છે.

નોકરીમાં રહ્યા પછી મેં આ ચંદ્રોક્તિક
વધારો કરી ઉત્તરાર્ધ અને પૂર્વાર્ધ એવા બે ભાગ
ફરી લખી હતી. તે મને જ પાછળથી પસંદ ·
પડયાથી તે છપાવી નથી. પણ મારી પાસે તે
રહી હતી. મારી ઘણી જગ્યોએ ફેર બદલી થવામ
કુથે ગેરવલ્લે પડી છે. તે કોઇને પાસે સંભાળાઇ
હોય ને તે જો મને મોકલાવી આપશે તો હું
બદલામાં આ ચંદ્રોક્તિકાની પાંચ નકલ તેમને મો
આપીશ અને ઉપકાર માનીશ.

માંડવીઃ
ઇ. સ. ૧૯૧૬ } કેશવરામ નંદરામ ભટ્ટ



આંશ્વોનમાં શરદ્પૂનમ દીન નીશે, બેઠો લઈ ખુરશિ ઉંચિ અગાસિ નીશે.

# ચન્દ્રોક્તિકા

( વિપ્રલંભ શૃંગાર )

---

શાર્દૂલવિક્રીડિત

**મંગળાચરણ**

[1]વિર્હે વ્યાકુળ અંગ નેત્ર ઝરતાં
વીતર્કતર્કે ભર્યાં,
ઢાળ્યું ધર્ણિવિશે શરીર વદતાં
હા પ્રાણપ્યારી પ્રિયા;
ઢાળી વા જળ પાયું લક્ષ્મણવિરે
ભૌ ધૈર્ય દે આશમાં,
તે શ્રીરામ–સિતાપતી જગપતી
વંદું છું ઉલ્લાસમાં. ૧

---

૧ મંગળાચરણ નમનાત્મક અને વસ્તુનિર્દેશાત્મક છે.

## વસંતતિલકા છંદ

આજ્ઞા પિતાનિ શિરમાન્ય કરી ન ચાલે,
કો શેઠસૂત પરદેશ ગયો શિયાળે;
વાસો વસ્યો જઈ પ્રદર્શન પૂર ભોગી,
કીધી પ્રિયા નવલ જોબનમાં વિજોગી. ૨

સોંપેલ કામથિ ફરાગત ના થવાય,
રાતે દિને સતિ વિલાસણિ સંભરાય;
દીને દિને શરિર છેક ગળાતું જાય,
તેડયા વિના નિજ–પુરે પણ ના જવાય. ૩

વ્યાધી પ્રિડા વિકળતા જડતા વિકાર,
વીતર્કતર્ક મનમાં ઉઠતા અપાર;
નિદ્રા વિષાદ ઉનમાદ અનેક ચાળા,
'પ્રીયાપ્રિયા' મુખ જપે વિસરે ન બાળા. ૪

આશ્વીનમાં શરદ પૂનમદીન નીશે,
બેઠો લઈ ખુરશિ ઊંચિ અગાસિવીશે;
ગૂલાબ જાઈ જુઈ પુષ્પ રહ્યાં પ્રફૂલી,
જ્યાં ત્યાં બધે શરદ ઓચ્છવ વેલ ઝૂલી. ૫

નીચે તળાવમહિ પોયણિ છે વિકાશી,
આકાશમાં પુરણ ચંદ્ર રહ્યો પ્રકાશી;
બૌ ચક્રવાક વિરહે બળિ બૂમ પાડે,
ઊંચે મુખે રસ ચકોર પિચે સવાદે. ૬

ચારે દિશા શરદ ચંદનિ છે ઢળેલી,
વાયૂથિ પુષ્પનિ સુગંધ ઘણી ઉડેલી;
આ સર્વ દેખિ મદને ઠિક લાગ લીધો,
પ્યારીવિજોગિ જન ઊપર કોપ કીધો. ૭

[૨]વાયૂ લતા ફુલ તરૂ શશિપૂર્ણિમાસી,
સંજોગિને પણ કરે સુરતાભિલાષી;
તે જોઈ આ વિરહિ વિહ્‌વળ થાય કામે,
એ તો થઈ નથિ નવાઇનિ વાત નામે. ૮

[૩]નીહાળિ ચંદ્ર મુખ પ્યારિનું યાદ આવ્યું,
વિર્હાગ્નિ તાપથિ શરીર ઘણૂં ઘવાયું;
જોઈ શશી ભણિ વદ્યો પછિ થોડિ વારે,
"[૪]શા સારૂ ચંદ્ર પડતા પર પાટું મારે? ૯

[૫]છે ચંદ્ર મૂખ મુજ પ્યારિનું તૂંથિ સારૂં,
તે તો કર્યૂં પ્રભુજિએ નહિ કર્મ મારૂં;
આણી અદેખઈ પ્રિયામુખની નકામી,
શૂં તેથિ દે દુખ મને શશિ રોષ પામી? ૧૦

---

૨ સમુચ્ચયાલંકાર અને કાવ્યાર્થાપત્તિ અલંકાર છે.
૩ સ્મૃત્યલંકાર. ૪ લોકોક્તિ અલંકાર. ૫ પ્રત્યનીકાલંકાર.

નિંદા પરાઈ પરનારિ પરાયું વિત્ત,
ઈર્ષા પરાઇ જુઠું સુજ્ઞ તજે ખચીત:
રાખે સુખીજ સુખિને દુખિને દબાવે,
સારા જનોનું નહિ લક્ષણ એ સ્વભાવે. ૧૧

[૬]સંજોગિ રાખિ સુખમાં દમતો વિયોગી,
એ પક્ષપાતથકિ લાંચ્છન લાગ્યું રોગી;
દે શાપ દંપતિ વિજોગિ મુખેથિ આવ્યો,
એ પાપથી શરિરમાં ક્ષયરોગ ફાવ્યો. ૧૨

[૭]સિંધૂ પિતાનિ તજિ ગંભિરતા મજાની,
ત્યાગી સુધા વિરનિ શાંતિ રૂડી સદાની;
દયાળૂ સ્વભાવ ધનવંતરિનો તજીને,
શા કારણે વિષનિ રીત રહ્યો સજીને. ૧૩

આ સર્વ લોક "શિત અંશુ" તને કહે છે,
[૮]હૂં જાણું કે જન બધા ભુલ તે કરે છે;
તૂં તો સ્વભાવિકપણે અતિ ઉષ્ણ રે' છે,
"ઉષ્ણાંશુ" નામ શશિ તેથિ તને ઘટે છે. ૧૪

સ્રીઓતણા વદન-ચંદ્ર-પ્રકાશ પાસે,
તારૂં જણાતું નથિ ઉષ્ણપણું તપાસે;
સ્રી ચંદ્રકીર્ણ દુર જાય કનેથિ જ્યારે,
રે તારૂં ઉષ્ણપણું તો છતું થાય ત્યારે." ૧૫

૬-૮ ઉત્પ્રેક્ષાલંકાર. ૭ ઉલ્લાસાલંકાર.

એ વાકય બોલિ વળિ વાત મને વિચારી,
આજે અગાસિ મહિ પ્યારિ હશે પધારી;
એતો હશે શશિ ઉંચેથકી ત્યાં જ તેને,
પૂછૂં પ્રિતે ખબર તેનિ પ્રણામિ એને. ૧૬

"સાષ્ટાંગ દંડવત ચંદ્ર કરૂં પ્રણામ,
આપો ક્ષમા અધમ વાકય કહ્યાનિ આમ;"
કીધી પુજા ફુલ અબીલ ગુલાલ નાખી,
સ્તૂતી કિધી વળતિ બે કર જોડિ ઝાંખી. ૧૭

"૯છો ચંદ્ર સર્વ જનને સુખકારિ વારૂ,
લાગો મને દુખદ તે દુરભાગ્ય મારૂં;
એમાં શશી નથિ વાંક કશો તમારો,
છે મારૂં દૈવ પ્રતિકૂલ વિચાર મારો. ૧૮

૧૦જેને શિરે પ્રબળ દૈવ જગે રૂઠે છે,
સામાનું ઊંધું, સુખ દુઃખ સમૂં જુએ તે;
જે લૂગડાં ભુષણ ભામિનિયો ચહે છે,
તે સર્વ દુઃખિ સતિને દુખદા બને છે. ૧૯

---

૯ અવજ્ઞાલંકાર. ૧૦ અર્થાંતરન્યાસાલંકાર.

[11]પાણી વિભૂષણુ નવાણુ તણું સુખાળું,
સૈયાનું સુંદરિ વિભૂષણુ છે રૂપાળું;
વિદ્વાન છે ભુષણુ રાજ્ય સભાનું સારૂં,
રાત્રીનું ભૂષણુ તને ગણું ચંદ્ર ચારૂ. ૨૦

[12]શીવે કર્યોછ શિરમાન્ય તને શિતાંશુ,
હું ઇષ્ટદેવ શિવને મુજના ગણૂં છું;
માટે તનેય શિરમાન્ય કરી નમૂં છું,
હું વિર્હિ દુઃખ કથવા અભિલાષિ રૌછું. ૨૧

વિર્હીનું દુઃખ અતિ ઓછું બને છ ત્યારે,
જો કોઈ આગળ પ્રકાશિ કહે કરારે;
જે ઓછિ બુદ્ધિ હલકા જન તેનિ પાસ,
બૌ ગુપ્ત વાત કદિ ના કરિએ પ્રકાશ. ૨૨

સિંધૂ સમા જનક સંગત શીવની છે,
રૂડા પિયૂષ ધનવંતરિ ભાઈ એ છે;
કૂલીન જાણિ કરૂં છૂં તુજ મિત્રતા હૂં,
સૂણી વિજોગ દુખ હાસ્ય રખે કરે તૂં. ૨૩

---

૧૧ શબ્દાર્થાવૃત્તિદીપકાલંકાર. ૧૨ કાવ્યલિંગ અલંકાર.

૧૩પ્રીતીનિ પેટિ મનમોહન મંત્રમાળા,
આધી ઉપાધિ વળિ વ્યાધિનિ શાંતિશાળા;
સૌ સૂખસિદ્ધિ અવગૂણુતણી અવજ્ઞા,
શી ઊપમા દઈ વખાણું સુમિત્રસંજ્ઞા ! ૨૪

વૈરીનિ પાસ બનિ મિત્ર જવૂં પડે છે,
નિંદે મુખે પણ વખાણવું તે પડે છે;
લક્ષ્મી સરસ્વતિ સુરાજ્ય ભલે તથાપી,
છે સર્વથી ગરજ આ જગમાં પ્રતાપી. ૨૫

તારાપતી સ્મરસહાયક મિત્ર મારા,
હે વિશ્વવંદ્ય સતિ રોહિણિ પ્રાણપ્યારા !
આણી દયા વિરહ–વાત સુણો અથે'તી,
ને આપ લાયક વિનંતિ કરૂં પછીથી. ૨૬

બાપે મને કુળનિ રીત કરી પ્રદેશે,
છે મોકલ્યો તજવિ સુંદરિ મૂજ દેશે;
છે ચાર માસનું હજૂ રહ્યું બાકિ કામ,
વ્હાલી વિજોગપિડ આ ન ખમાય નામ. ૨૭

૧૪નાપાસ થાવું ભણિ આપિ મહાપરીક્ષા,
ઔા વ્યાધિવાન તન નિત્ય પિડા બલિષ્ઠા;
કાંતાવિજોગ દુહિતા વિધવા અકાળે,
એ ચાર અગ્નિ નરઅંતર સત્ય બાળે. ૨૮

---

૧૩ માળારૂપકાખ્યાલંકાર. ૧૪ દીપકાલંકાર.

એ પ્રીતિ દુઃખ ચકવીપતિ એક જાણે,
કે તારિ પોયણિપ્રિયા ખરૂં તે પ્રમાણે;
જે ત્યાગિ પ્રીતિ બનતાં વ્યભિચારિ જાતે,
તે પ્રીતિદુઃખ સમજે નહિ કોઈ વાતે. ૨૯

[15]પાડે બુમો બહુ વિજોગથિ ચક્રવાકાં,
પ્રીતી અજાણ કુતરાં ભસવે તડૂક્યાં;
પાડે બુમો પ્રસુતકાળ દુખે પ્રસૂતા,
વંઝા સુણી કરતિ હાસ્ય અજાણભૂતા. ૩૦

[16]જો કેળકંદ-દિકરો મરિ જાય પ્યારો,
માતા સગી રડતિ બેસિ રહે વિચારો;
પ્રીતી દુખે સતિ બળે પતિસંગ પાસે,
રે ! પ્રીતિનૂં દુખ સગાઇથિ મોટું ભાસે. ૩૧

નારીનિ સંગ નર કે નરસંગ નારી,
ઘોરે દટાયલ હતાં પ્રતિદુઃખ ધારી;
સાથે જ દંપતિતણા બહુ હાડમાળા,
છે ઘોરમાથકિ જડેલ અમેરિકામાં. ૩૨

લક્કી કબૂતરનિ પ્રીતનિ પીડ જોતાં,
દેખાય છે પ્રિતતણાં મુળતત્વ મોટાં;
માદા મરેથિ મરશે નર તેનિ વાંસે,
માદા શરીર તજશે નરમૃત્યુ થાશે. ૩૩

૧૫ દૃષ્ટાંતાલંકાર. ૧૬ કાવ્યલિંગ અલંકાર.

બીડાય છે કમળ સાંજ પડે સદાય,
ઊડી ન જાય ભમરો મરિ જાય માંય;
છે જંતુ તો પણ અલી પ્રિતરીત જાણે,
વીજોગ દુઃખ થકિ મર્ણ ભલૂં પ્રમાણે. ૩૪

[૧૭]વિર્હાગ્નિ આગળ બિજો નહિ અગ્નિ મોટો,
છે સત્ય અગ્નિ પણ તે ગણું અગ્નિ છોટો;
વિર્હાગ્નિ દાધિ સતિ પાવકમાં પડે છે,
તે અગ્નિને ગણતિમાં રજ કયાં ગણે છે? ૩૫

નીતિજ્ઞ ઇંદ્રિ વશકારક શૂરવીર,
સાધૂ રૂપે સુશિલ નૌતમ ધર્મધીર;
તે રામને પણ વિજોગનું બાણ સાલ્યું,
'પ્રીયા પ્રિયા' કહિ વને રખડયા દયાળુ. ૩૬

છે ખર્ગ્ધારપિડ તોપણ છેક છોછી,
છે ચૈત્રિતાપ પણ તે ગણું પીડ ઓછી;
છે વીંછિદંશ એ પણ તુચ્છ જાણું,
કાન્તા વિજોગ પિડ સર્વથિ મોટિ માનું. ૩૭

જે રીત ચાતક ચહે વરસાદવારી,
હૂં તેમ ઝંખું મનમાં નિત પ્રાણપ્યારી;
ભૂલૂં પડેલું મૃગલૂં જુથ સારૂ જેમ,
આ મૂજ જીવ વલખે સતિ સારૂ તેમ. ૩૮

---

૧૭ પ્રતીપાલકાર.

હોકાનિ માછલિ સદા ઉતરાભિ જેમ,
છે મારૂં મૂખ પણ ઉત્તર દીશ તેમ;
લૂવાર–ભઠ્ઠિ તપતી અતિ હોય જેમ,
છે મારૂં હૈયું વિરહાનળ તપ્ત તેમ. ૩૯

લાગે શિલો પવન સર્પનિ ફુંકઆગ,
લાગે છ કૌવચસમો શશિ અંગરાગ;
સૂપુષ્પના ગ્રથિત હાર ભુજંગ જેવા,
પ્યારી વિજોગથિ થયા મુજ હાલ એવા.” ૪૦

શાર્દૂલવિક્રીડિત છંદ

“લાગે સેજ ચિતા સમી સદન આ
સ્મશાન જેવૂં દિસે,
ભાસે રાન સમાન વસ્તિ સઘળી
નિદ્રા ન આવે નિશે;
આવે તર્કવિતર્ક કામ ન સુઝે
ખાવૂં પિવૂં ના ગમે,
હા! હા! વ્હાલિ વિજોગનો વખત આ
પ્રાણાંત જેવો દમે.” ૪૧

वसंततिलका छंद

"मोटा वने वसवुं घातकि प्राणि संगे,
आहार कंदमुळनो तरु छाल अंगे;
सुवुं सदा कठणु घास पथारि माथे,
ते सर्व सारूं गणुं सुन्दरि होय साथे. ४२

[18]रंगीत म्हेल वसवा पकवान खावा,
पोशाक सुन्दर सुगंधित पाणि न्हावा;
सूवा पलंग फुलवेष्टित कर्म-जोगे,
लागे मने दुखद प्राणप्रिया विजोगे. ४३

प्रीतीनुं सत्व अति अमृत तत्ववाळो,
के'तां भराय मुखरत्न समो रुपाळो;
द्वीवर्णि कोमळ मनोहर सद्यरहेलो,
कोणे "प्रिया" रसिकशब्द हशे रचेलो. ४४

जे व्हालिनो विरह आम मने कहे छे,
ते प्राण प्यारि कशि कोण कहां रहे छे;
छे तेनि प्रति शिल कांति विलास केवां!
वर्णी कहूं सकळ सांभळि चन्द्र लेवां. ४५

---

१८ विनोकितअलंकार.

સોળે કળા પુરણ ચંદ્ર પ્રકાશ મૂખ,
જોતાં જ થાય અળગાં ત્રણુવીધ દુઃખ;
સૂંવાળું નીકળ્યું કપાળ વિશાળ સારૂં,
શૂં સપ્તમી શશિ અધોમુખ વક્ર વારૂ ! ૪૬

આકાશમાં જ્યમ દિપે અવકાશ ગંગા,
સેંથો શિરે ધવળ આવિ રહ્યો અનંગા;
છે કાળિ નાગ સમ વેણિ વિશાળ સારી,
જોવાથિ જોગિ જનને પણ મોહકારી. ૪૭

શી કાળિ એ ભ્રમર વાંકિ વળેલિ ટેવે,
જાણે ધર્યૂં ધનુષ તે કર કામદેવે !
ડોડાળિ આંખ અતિ ચંચળ કીકિ કાળી,
તે છેક કાન પરિયંત પુગી અણ્યાળી. ૪૮

સૂરેખ પાધરૂં નમેલું અણીથિ નાક,
શા લાલ એ અધરના રમણીક ભાગ !
દાંતોનિ પંકિત વળિ ખંજન ગાલમાં એ,
સૂમંદ હાસ્ય કરતાં ચિત ચોરિ રાખે. ૪૯

ગૂલાબિ એ પ્રફુલ ગાલ પુરી પ્રફૂલી,
છે કાળું છૂંદણું મનોહરતા અમૂલી;
નાજૂક કંઠ નળિ પાન જણાય ચાવ્યું,
હાથી તણા શિશુનિ શૂંઢ સમાન બાહુ. ૫૦

ગોરાટિ આંગળિ મનોહર વીટિ વાળી,
તારા સમી નખનિ તેજિ દિપે રૂપાળી;
ઘાટેલ કૂચફૂળ પુષ્પદડા સમાન,
છે પેટ પોયણિ–સકોમળપત્ર જાણ. ૫૧

વિશાળ છાતિ ભરિ પાતળિ કેડમાંથી,
નીતંબ ગોળ ગમતાં ઘુમતાં રહ્યાથી;
શૂં કેળથંભ પગસાથળ મોહકારી!
છે થોડિ થોડિ કણિકે ઘડિ પ્રાણ પ્યારી. પર

સ્વાભાવિકે ખુબિ ભરી પગપાનિ રાતી,
નિદ્રાથિ સાવધ વિલાસણિ અલ્પ ખાતી;
તારાનિ પંકિત ચપલા નવનીત મૂર્તિ,
આશ્ચર્યકારક અનૂપમ ખૂબ સૂર્તી. ૫૩

જે જે રૂપાળિ પુરવે થઈ નારિ સારી,
તેમાં રહેલિ ભુલ તે સઘળી સમારી;
સંપૂર્ણ કારિગરિ વાપરિ સારિ રીતે,
છે નીપજાવિ પ્રભુએ પરિપૂર્ણ પ્રીતે. ૫૪

ચાંલ્લો લલાટ વળિ મોતિનિ માળ કંઠે,
આંજે જિણાં નયણ નિવૃત્તિ ભાળ વંઠે;
વાળીનું મોતિ અધરે અડકે પ્રમાણે,
ઝડપી ઊઠેલું અધરામૃત બિંદુ જાણે. ૫૫

[19]તું વિશ્વમાં પર પ્રકાશવડે પ્રકાશે,
મારી પ્રિયા નિજ પ્રકાશવડે પ્રભાસે;
તારો પ્રકાશ સઘળા જગમાં તું વ્હેંચે,
પ્યારી પ્રકાશ મુજ ઊપર માત્ર સીંચે. ૫૬

લે છે સુકોમળ પ્રિયા જળપાત્ર જ્યારે,
લાગે મને મનવિશે બહુ ધાક ત્યારે;
કે હાથ નાજુક રખે મરડાઇ જાય!
એ પ્રાણપ્યારિ વિરહાનળ ના ખમાય. ૫૭

[20]કસ્તૂરિલેપ કુચને કરતી વિલાસી,
તે સ્પર્શ પુન્યથિ બધા મૃગ નર્કવાસી;
ઓદ્ધાર પામિ પળતા સ્વરગે સુખાળા,
છે પુણ્યશીલ શિલ ધર્મથિ એવિ બાળા. ૫૮

[21]કુંભસ્થળોનિ ઉપમા સ્તનને અપાય,
છે સિંહકેડ ઉપમા કટિને સદાય;
કોકીલકંઠ ઉપમા મળિ કંઠને છે,
માતંગ સિંહ પિક તેથિ ગુમાનિ રે છે. ૫૯

---

૧૯ વ્યતિરેકાલંકાર. ૨૦ ઉલ્લાસાલંકાર.
૨૧ યથાસંખ્યાલંકાર.

વ્યાધીનું ઓસડ સકોમળ હાથમાં છે,
ઊપાધિ ઓસડ ભરયું સ્મિત હાસ્યમાં છે;
નેહે ભર્યાં નયણ તે ઝટ આધિ ટાળે,
[22]દારા રૂપી સરસ [23]વૈદ્ય દિધો દયાળે. ૬૦

[24]કૌસ્તુભ છે રતન સાચવિ રાખવાનું,
વાતે ચિતે કદિ નહીં ખપ આવવાનું;
વીનોદ વાત કરિને સુખ આપનારૂં,
રૂપે ગુણે રતન પ્યારિ અમૂલ્ય મારૂં. ૬૧

કોકીલ કંઠમય ગાન ગજાવનારી,
સીતારથી મધુરતા વરસાવનારી;
ઔ હાવભાવ કરિ છે ચિત ચોરનારી,
[25]રંભા સમાન પ્રમદા સુખ આપનારી. ૬૨

સોળે સજી લટકતી મુજપાસ આવે,
સૌંદર્યતાથિ ખુબ મંદિરને દિપાવે;
સંપૂર્ણ રૂપ રમણીક સદાય રહોય,
જાણે પ્રભૂનિ [26]કમળા પટરાણિ હોય. ૬૩

---

૨૨ ૬૦ થી ૬૮ છંદ સુધીમાં પોતાની સ્ત્રીને સમુદ્ર મંથન કરતાં ચોદ રત્નો નિકળ્યાં હતાં–તે સાથે સરખાવી કે રૂપિત કરી છે તે ચૌદ રત્નો આ છેઃ–૨૩ ધન્વંતરી વૈદ્ય, ૨૪ કૌસ્તુભ, ૨૫ રંભા, ૨૬ લક્ષ્મી.

ફૂલી રહ્યાં ફુલ અનેકરૂપી રૂપાળાં,
સુગંધવાન સુખદા જગમાં જ્યાળાં;
તેમાંથિ હૂં અલિ પરાગ જમૂં વિહારી,
શૂં પારિજાતક[27] તરૂ ફુલવંત પ્યારી. ૬૪

બેભાન દે કરિ મને સતિ પ્રેમપાને,
છે પ્યારિ મોહ મદિરા[28] પુર પાત્ર જાણે;
ઉન્મત્ત ઓ નવલ જોબનને પ્રસંગે,
જાણે મદોનમત [29]હાથિ પ્રિયા અનંગે. ૬૫

માગેલિ ચીજ સતિ સાદર દેતિ જાય,
પૂરે મનોરથ વિલાસવિશે સદાય;
છે ગાયતુલ્ય વળિ છેક ગરીબ બાળા,
હૂં જાણું પ્યારી શુભ [30]કામદુધા સુખાળા. ૬૬

આશા ઉમેદ રૂપ પોયણિ ઊર મારે,
ખીલાવતી શશિ[31] સમાન પ્રકાશિ પ્યારે;
ચિંતા ચુરી કરતિ શાંતિ સદા સુગાત્ર,
જાણે પ્રિયા વચન અમૃતપૂર્ણપાત્ર.[32] ૬૭

---

૨૭ પારિજાતક, ૨૮ મદિરા, ૨૯ (ઐરાવત) હાથી,
૩૦ કામદુધા ગાય, ૩૧ ચંદ્ર, ૩૨ અમૃત કુંભ.

છે અંગ શ્વેત શુભ શંખ[૩૩] હશે શું પેલો !
ચાપલ્ય તે શું હય[૩૪] ચંચળતા ભરેલો !
સારંગ[૩૫] છે શું વળિ જાય વળાવિ તેવી !
આ કૂલટા મન ગણે વિષ[૩૬]કૂપ્પ જેવી. ૬૮

સિંધૂથિ ચૌદ રતનો મથિ બ્હાર કાઢ્યાં,
તે દેવ દૈત્ય સહુએ મળિ વ્હેંચિ લીધાં;
તે ચૌદ રત્નરૂપ શ્યાણિ પ્રિયા સદાની,
આપી મને પ્રભુજિએ રમવા મજાની. ૬૯

તેને વછોડિ પરદેશ પળ્યો વિરાગી,
હોશે જ કો મુજ સમો જગમાં અભાગી;
રે ! ખાવું પીવું તજી આભ્રણ લૂગડાં સૌ,
હા ! હા ! હશે દુખણિ જોબનઝાળથી ઔ ! ૭૦

[૩૭]હે ! ચંદ્ર તે સલુણિ ચંદ્રમુખી પ્રિયાને,
બાહાર અંતર નિરંતર સર્વ થાને;
વીલોકું છૂં ભ્રમતિ દષ્ટ સમીપ મારી,
દેખૂં ન અન્ય ચિજ તેવિણ કાંઈ સારી. ૭૧

---

૩૩ પાંચજન્ય શંખ, ૩૪ હય, ૩૫ સારંગ ધનુષ્ય, ૩૬ વિષ. ૩૭ વિશેષાલંકાર.

પ્રવૃત્તિમાં પુરૂષ માત અને પ્રિયાને,
સંપૂર્ણ સાર વસતૂ જગમાં પ્રમાણે;
એ સંતનાં વચન આજ અનૂભવ્યાં મેં,
નિવૃત્તિમાં પ્રભુનિ ભક્તિ જ ચીત ઝામે. ૭૨

જેથી થઈ મતિ સિતા હરિ લૈ જવાને,
કે કામ નાશ કરવો જ હતો શ્રિરામે;
એણે જ રાવણુ સિતા હઇ જાત માને,
કીધો વૃથા જ શ્રમ રાવણુ મારવાને. ૭૩

અક્કેકના પકડિને કર એક વેળા,
બંને અમે ઉપવને ફરતાં સવેળા;
હેતી પ્રિયા ફુલ ચુંટી લટકો કરીને,
આજે વળી વસવું હ્યાં વિરહે બળીને. ૭૪

વાડી વિશે હરણુ બાળનિ આંખ દેખી,
પોતાનિ આંખ નિત કાજળહીન લેખી;
સંભારિને તરત કારણુ તેનું સ્વામી,
મૂર્છા વિશે પડિ હશે અતિ દુઃખ પામી. ૭૫

વૃક્ષે વિહાર શુકપોપટિના નિહાળી,
રે'તી હશે હિજરઇ મનમાં પ્રતાળી;
સૂકાયલાં નિરસ આપ અવેવ ભાળી,
દેતી હશે દિલથિ દોષ મને રૂપાળી. ૭૬

એ હોઠ કેરિતણિ કાતલિ છે વિચારી,
ભ્રાંતે શુડા ઝટ જશે કદિ ચાંચ મારી;
તેવે સમે તરત સ્યાણિ સતી જઇને,
કો પાશ રાવ કરશે નયણા ભરીને? ૭૭

વૃક્ષે વિટાયલિ લતાનિ છટા નિહાળે,
મૂકયો હશે જ નિસવાસ વિજોગ ઝાળે;
તેથી બધાં તરૂ લતા ફળ પુષ્પ પાનો,
હોસે ગયાં સુકઇ ચન્દ્ર ખચીત માનો. ૭૮

સાહેલિ જાઈ ગુલબાસ ગુલાબ ગોટા,
ચંપેલિ ચમ્પુ ગુલદાવદિ મોગરો ત્યાં;
જાસુસ કેતકિ કરેણુજ બારમાસી,
જોઇ પ્રિયા થતિ હશે નિતદી ઉદાસી. ૭૯

વર્ષા સમે ઘન પડૂ પડું હોય જ્યારે,
લીલાં લિલાં તરૂથિ ભૂમિ છવાય ભારે;
ઝીણા ઝિણા જળકણો ઝરતા રહે જ્યાં,
વીજોગણી ધિરજ કેમ ધરી શકે ત્યાં. ૮૦

ગામે સિમે ઘણિ વનસ્પતિ ફૂલિ ફાલે,
ટોકાર કોયલ કરે સુવસંત કાળે;
ગૂલાલ રંગ લઇ પ્યારિ પતી રમે જ્યાં,
વીજોગણી ધિરજ કેમ ધરી શકે ત્યાં. ૮૧

વર્ષાવિશે ફરલિ વાડિવિશે જઇને,
બેઠી કદાપિ જઇ કુંજ વિશે ઠરીને;
જો વીજથી ધનદ ગાજિ ઊઠ્યાં હશે ત્યાં,
રે ગોરિના નવલ હાલ થયા હશે શા! ૮૨

તારાં મનોહર પ્રમોદિત કીર્ણ તીણાં,
જેથી ઝરે શિતલ ઝાકળ બિંદુ ઝીણાં;
તે સંગ કામશર વીરહ વીષવાળાં,
શી રીત વેઠિ શકશે અબળા વ્રતાળાં! ૮૩

આ આજના ચમતકાર વિલોકિ વ્હેલી,
હા! થૈ હશે મદન વિવ્હળતાથિ ઘેલી;
દેતી હશે સખિ શિખામણ ત્યાં પ્રિયાને,
દેતી હશે મદનશાંતિ જડી પિવાને. ૮૪

સ્વામી વિજોગ થકિ અંતર ઓછું આવે,
ઘાલ્યો હશે ન શુભ ચાક શિશે પ્રિયાએ;
દેખાતિ ચાકહિન વેણિ હશે જ કેવી,
છે ચંદ્રમાં તુજવિના વદ રાત્રિ જેવી? ૮૫

વિર્હાગ્નિ તપ્તકર લેખણ ઝાલિ જ્યાં તે,
ઓળે સુકાઈ જતિ સાહિ હશે ખડીએ;
તો કેમ પત્ર પણ પ્યારિ લખી શકે ત્યાં,
ચિંતા કરી મનવિશે બળતી હશે ત્યાં. ૮૬

પેરેલિ આંગળિવિશે વિંટિ હેમની છે,
તેની પ્રતી વચન તે વદતી હશે કે;
વીંટાઈ છે વિંટિ હિરા પતિ અંગ તૂં તો,
તૂં છે સુભાગિણિ અભાગણિ બેન હૂં તો. ૮૭

છે ભાગ્યશાળિ ધન પાઘડિ જીવ્યું તારૂં,
તોરા સહીત વસતી હરનીશ વારૂ;
શા કારણે પ્રભુજિએ પતિને પ્રિયાનો,
સાંધ્યો ન એ રિત સંબંધ હશે સદાનો. ૮૮

જાગૃત હાંડિતણું બિંબ જ આરશામાં,
જોઈ મનોરથ હશે કરતી નિશામાં;
પામી હું ગર્ભથિ પ્રકાશ પતી પ્રસંગે,
કે દીન શોભું પતિ અંતરમાં ઉમંગે. ૮૯

જો સ્વામિ પ્રીતિ કલહે કદિ રૂઠિ રે'તો,
બોલાવવા અતિ પ્રયત્ન કર્યા કરે તો;
ઘાલે સ્વ હોઠ પતિના મુખમાંય દાવે,
ની'તો પછી રૂદન છોડિ પતી મનાવે. ૯૦

મારાથિ વ્હેલિ ઉઠિ સર્વ ક્રિયાથિ ન્હાસે,
આવે પછી ભુષણ સોળસજી અવાસે;
સીતાર સાથ મધુરો સ્વર મેળવીને,
ગાયે પ્રભાત નિજ નાથ જગાડવાને.” ૯૧

ઝુલના છંદ

દંતધાવન કરી સ્નાનસંધ્યા સજી,
પૂર્ણ પ્રભુની ધરે ભક્તિ ભાસી;
નિત્યવેળા નીતિ વાંચવાની થઈ,
ચ્હાય છે સૂણવા દીન દાસી. ૯૨

હાર હૈયા તણા પ્રાણના પ્રાણ છો,
સૌભાગ્યશોભન મને પૂર્ણ પ્યારા;
પૂર્ણ પ્રભાત આભા થઈ આજ આ,
જરૂર જાગો ખમા નાથ મારા. ૯૩

વસંતતિલકા છંદ

સુર્તાંત કાળ પય માગું પ્રિયાનિ પાસે,
ઊઠે પ્રકંપિત થતી સ્વરભંગ ભાસે;
સ્વેદાંણુપંગતિ વિશાળ કપાળ વ્યાપે,
શીથીલ હાથથિ મને પયપાત્ર આપે. ૯૪

ખેલે વસંત પતિસંગ પ્રિયા સુવાલે,
ગૂલાલ રંગથકિ પંક થતો પ્રસાલે;
તેમાં પ્રિયા લટકતાં પગલાં ભરે જ્યાં,
નીતંબ ભારથિ એડિ ઊંડિ પડે ત્યાં. ૯૫

ઉઘાડું માથું પતિબાથવિશે રહીને,
પાણી રૂડો પતિનિ ખાંધ વિશે ધરીને;
કે છાતિનૂં ખસિ ગયું પટકૂલ રામા,
જોતી જઇ સહુપતી મુખ આરસામાં. ૯૬

સાંજે જઈ ઉપવને ફુલવૃક્ષ નીચે,
હૂં વાંચતો ખુરશિ મેલિ લિલે ગલીચે;
ત્યાં એકવાર જળ પાઈ ગઈ હતી તે,
તે વારનૂં અધર ચુંબન સાંભરે છે. ૯૭

મુગ્ધા વયે શયન વા સતિ મોડિ આવી,
સૂતો હું જાગૃત ઉંઘ્યાનિ ગતી લગાવી;
ઉંઘ્યો વિચારિ નમિ ચુંબન કીધું ગાલે,
મેં જોયું ત્યાં ખસિ હસી શરમીંદિ વ્હાલે. ૯૮

હાથે ધરી સરસ પુષ્પનિ માળ મોટી,
ચાલે વિલાસમય ભૂમિ ભણીજ જોતી;
દાસી જતી પુજન થાળ ભરી પછાડી,
એ રીત પ્યારિ શિવ મંદિર જાય દા'ડી. ૯૯

આ સર્વ ચિત્ર મુખ આગળ નિત્ય આવે,
સર્વાંગમાં મદન વિર્હકળા તપાવે;
મેં સ્વપ્ન એક ગઈ રાતવિશે નિહાળ્યું,
તેનૂં તને સકળ વર્ણન સંભળાવું. ૧૦૦

સ્વાંત:પુરે સ્વપુરમાં દિઠિ પ્યારિ જાણે,
વેણી લખી પિળચટી ચઢિ સર્વ વાને;
ગાંડી સમી વિરહવ્યાકુલતા તરી છે,
સૂકાયું અંગ વળિ આંખ જળે ભરી છે. ૧૦૧

ઢીલી પડેલિ કરકાવળિ સામું જોતી,
ઢીલી પડેલિ કરકાંચળિ જોતિ રોતી;
ઢીલી પડેલિ વિટિ આંગળિમાં તપાસી,
નિ:શ્વાસ નાખિ ગઈ પોપટપાસ ત્રાસી. ૧૦૨

ખોળે ચઢાવિ શુક ફેરવિ હાથ સ્યાણી,
દાડેમના કણ ખવાડતિ બોલિ વાણી;
ક્યારે હવે શુક વિદેશથિ આવશે તે?
ક્યાં સૂધિ આમ દુખમાં દિન ગાળવા મેં? ૧૦૩

નિદ્રાળુ છેકજ થયા શિદ સાસુ જાયા?
ઊતારિ આમ શિદ મારિથિ છેક માયા?
શૂં કોઇ રાંડ મળિ કામણ ગારિ નારી?
તે લોભમાં શું પતિએ વનિતા વિસારી? ૧૦૪

જો સ્વામિ વીણુ વિર પોપટ મારિ કાયા,
આ રૂપ રંગ સઘળાં વિરહે સુકાયાં,
ખાવૂં પિવૂં ભુષણુ ને પટકૂલ પ્યારાં,
લાગે મને પતિ વિજોગ વડે અકારાં. ૧૦૫

શાર્દૂલવિક્રીડિત છંદ

અંગે સૌ શણગાર સાજ સજતાં
    અંગાર લાગે ફિરા,
લાગે ચંદ્રનિ ચંદની વરસતી
    અગ્નીનિ વૃષ્ટી વિરા;
છે મિષ્ટાન્ન વિષાન્ન તુલ્ય ન ગમે
    મંદીરમાં મ્હાલવું,
સૌ સંસાર પતી વિજોગથિ સુનો
    હે શુક, કહે ક્યાં જવું ? ૧૦૬

વસંતતિલકા છંદ

સાસૂ શ્વશૂર સહુ સ્વારથનાં સગાં છે,
જેની વિદેશ રળવા પતિ મોકલ્યા છે;
જાણે ન શૂં મનથિ જોબનના ઝપાટા !
વેઠી શકે શું અબળા સ્મરના સપાટા ! ૧૦૭

સોળે સજી સતિ સહૂ પતિપાસ જાય,
શ્રૃંગારચિહ્ન કરિને મલકાતિ થાય;
નીહાળિ સૂખ પરનાં મન હીજરાય,
કહે શુક ક્યાં લગણુ ધીરજ તે ધરાય ? ૧૦૮

જે દીનથી પતિ વિદેશ વિશે ગયા છે,
તે દીનથી મદન મારિ પુઠે થયો છે;
રૂવે રૂવે શરિરમાં સ્હરૂ થઈ રહ્યો છે,
લૈ પંચબાણુ સહુ ઠામવિશે ઠર્યો છે. ૧૦

પુષ્પોનિ માળ બિડિપાન બરાસરાસ,
શાકેર એળચિ દુધાદિવિશે નિવાસ;
વૃક્ષે વને ઘન સુપર્વત કાજળે છે,
જ્યાં જોઉં ત્યાં મદન વાસ કરી રહ્યો છે. ૧૧

ચંપા બકૂલ ગુલદાવદિ ગૂલબાસે,
ગૂલાબ ડોળરવિશે રમતો વિલાસે;
રે ! આ બળ્યા પવનમાં પણ એ ભર્યો છે,
જ્યાં જોઉં ત્યાં મદન વાસ કરી રહ્યો છે. ૧૧

લીલી લતા સર નદી કલ હંસવાળાં,
કસ્તૂરિ કેસર સુકેડ સુગંધ શાળા;
સૂવર્ણ રત્ન મણિ રંગ વિચિત્ર જે છે,
જ્યાં જોઉં ત્યાં મદન વાસ કરી રહ્યો છે. ૧'

પ્યારો પલંગ મસરૂનિ તળાઈ વાળો,
છે છત્રિ છાઈ ફુલથી વળિ અત્તરાળો;
જે કામ-વેષ્ટિત નિરંતર ભોગ ચા'ય,
સ્વામી વિના શું પગ મારિથિ ત્યાં મુકાય ! ૧'

વાડીનિ વીભુતિ બધી ભરિ કામદેવે,
જે જે જગા સુખદ તે સહુ કાળ સેવે;
પાણી વચે કમળ ત્યાં પણ એ ગયો છે,
જ્યાં જોઉં ત્યાં મદન વાસ કરી રહ્યો છે. ૧૧૪

ઊંચી અગાસિ હિંચકો હિંગળોક વાનો,
સેત્રંજ દર્પણ સુચોપટ ગંજિફાઓ;
તે'વારના દિવસ માતપિતા કર્યાં છે,
જે તે બધાં મદન સાધન થૈ રહ્યાં છે. ૧૧૫

જે કેળવૃક્ષ બગિચે ઝુલતાં સટોળાં,
તે તો થયાં મદનદેવતણા હિંડોળા;
આકાશમાં શરદ વાદલિ મોહકારી,
જાણે દિસે મદનદેવ તણી પથારી. ૧૧૬

સારંગિ વેણુ જળજંત્ર વિણા સતાર,
તેમાં વસ્યો સ્વરરૂપે સ્મર એ ગમાર;
કાળા કરૂપ ભમરા પણ ગૂણ ગાતા,
સર્વત્ર એ ભરિ મુકયો ન ચુકી વિધાતા. ૧૧૭

આવે હવે પતિ વિદેશથકી સ્હવારા,
આઘા કરૂં ન કદિ આંખથિ પ્રાણપ્યારા;
એ જેવું દુષ્ટ ન બિજૂં દુખ શકરાયા,
સ્હેવાતું લેશ નથિ કોમળ મારિ કાયા. ૧૧૮

જો જાણતે પ્રથમ આવું વિજોગ-દુઃખ,
સંહારનારૂં જગમાં સઘળાં જ સૂખ;
આવા કદાપિ કરતે નહિ પ્રાણનાથ,
છાતીથિ રાખત નિરંતર ભીડિ બાથ. ૧૧૯

આ આર્ય ભૂમિતણિ હાલત જેવિ હાલ,
રે દેશિ હુન્નર વિના થઈ નીરમાલ્ય;
છે મારિ સ્થીતિ પણ તેવિ જ ધૂળધાણી,
સ્વામી વિજોગ થકિ પોપટ લે પ્રમાણી. ૧૨૦

રે ! શું કહૂં! ફરિ ફરી પ્રભુચર્ણ લાગું,
એ જોડિ હાથ મુખથી વરદાન માગું;
દેશો નહીં જગતમાં મનુષાવતાર,
દો જન્મ તો કરવતાં નહિ કોસું પ્યાર. ૧૨૧

જો પ્રીત બંધન કદાપિ પ્રભૂ કરાવો,
તો તેનિથી કદિ વિજોગ નહીં પડાવો;
ત્યાગી દયા પ્રભુ વિજોગ કદી પડાવો,
તો તો તમે મરણ સત્વર મોકલાવો. ૧૨૨

સાંખીશ ખાવું નિચ સાંખિશ વસ્ત્ર જૂનું,
સાંખીશ નિત્ય નરિ સાદડિએ સુવાનું;
સાંખીશ ટાઢ તડકો પતિના સુખેથી,
સંખાય ના પતિ વિજોગ કદાપિ મેંથી. ૧૨૩

પ્રીતી નઠોર શિદ પ્રાણપતી થયા છે,
રે ! વાયદાથિ પણ કેમ ઘણૂં વધ્યા છે;
જાણે ન કેમ ગતિ રાંક પ્રિયાથિ વારૂ,
વિહેથિ કાળજ કપાય સદાય મારૂં. ૧૨૪

સંજોગિ થૈ પતિ મને વળિ કોણ દા'ડે,
બોલાવશે મુખથિ પ્રાણપ્રિયા કહીને ?
નીહાળિ મૂખ, મુખ-ચુંબન લૈ કહારે,
ઊઠાડશે કદિ પ્રશંસિત આ પ્રભાતે ? ૧૨૫

ઝુલના છન્દ

પદ્મ પ્રફુલ્યાં પ્રિયા ! હંસ સરતિર ગયા,
જોની ઝાખા થયા ચંદ્રતારા;
કમળનયણા ઘણી ચપળ ચતુરા બની,
સફળ જન્મા કરી સ્નાન ધારા ૧૨૬

મુખ મલકાવતી શીલ શોભાવતી,
ગા પ્રભુના પ્રભાતો ભજતાં;
ઊઠ અલબેલડી કનકની વેલડી,
શેલડી તુલ્ય માધુર્ય દાતા. ૧૨૭

વસંતતિલકા છંદ

માતા પિતા ભગનિ ભાઈ સગાં બિજાંઓ,
જેઠાણિ જેઠ વળિ દીયર લાડવાયો;
સાસૂ શ્વસૂર નણદીસખિ સ્યાણિસારી,
સર્વે ભલે તદપિ નાથનિ વાત ન્યારી. ૧૨૮

રાખે ખુશી દહિં દુધે સિંચિ નિત્યનિત્યે,
કોઈ કદી ફુલ–ડિયે દુભવે ન પ્રીત્યે;
તેવૂં છતાંય ડગલે ડગલે સ્વભાવે,
સ્વામી વિયોગિ સતિને મન ઓછું આવે. ૧૨૯

લૈ ફેરવે કરનિમાય હિરાનિ માળા,
જો આ પડ્યાં કઠણ આંટણ તેથિ કાળાં;
તે આંટણે ઘસઈ સૂક્ષ્મ હિરા બન્યા આ,
તોયે પ્રદેશથિ નહીં પતિ આવિયા હાં. ૧૩૦

આવા રૂડા નવલ જોબનના પ્રસંગ,
જેમાં અભંગ અતિ અંગ ઝમ્યો અનંગ;
ચેતી ચિતે પતિ ચતૂર બની ચુકાવે,
લાખો ટકા ખરચતાં પછિ જે ન આવે. ૧૩૧

છે વાડિ આપણિ ઘણાં ફળ ફૂલ જેમાં,
આવે છ પોપટતણા બહુવૃંદ તેમાં;
એમાંથિ શોધિ વહુ કો કરજે તું પ્યારે,
આવે તને નવલ જોબન ભાઈ જ્યારે. ૧૩૨

આપૂં શિખામણ તને પરણ્યાનિ પ્હેલાં,
સંભારિ રાખ વિર પોપટ તે સવેળા;
કાન્તા વિજોગણિ રખે કરતો કદાપી,
સ્વામી વિજોગ પિડ સર્વથિ જાણિ પાપી. ૧૩૩

હોયે કઠોર હઈઆં નરનાં સદાય,
તેને વિજોગનિ પિડા કદિ ના જણાય;
શી રીતથી સહિ શકે અબળા બિચારી,
લજ્જાનિ મારિ શકશે પણ ક્યાં ઉચારી ! ૧૩૪

જે રીત અંબુજ લતા હિમથી મરે છે,
તે રીતથી સતિ વિજોગ દુખે મરે છે;
જો હોય જીવતિ વિજોગણિ કોઈ નારી,
આશારૂપી જીવન દોરિથિ જીવનારી." ૧૩૫

"આશારૂપી જીવનદોરિથિ જીવનારી,"
એ વેણ સાંભળિ ખુલી ગઇ આંખ મારી;
સૂજે ન કાંઇ બિજિ વાત ન કાંઇ ફાવે,
વીતર્ક તર્ક મનમાંય હજાર આવે. ૧૩૬

પામ્યો નથી ખબર અંતર કોઈ વાર,
શા હાલમાં સતિ હશે ઉપજે વિચાર;
તેને મને ઉભયને શશિ તૂં જુએ છે,
આશા ધરી વિરહિ તેથિ તને સ્તવે છે. ૧૩૭

જો મિત્ર ઉત્તર દિશા ભણિ આજ ન્યાળી,
શા હાલમાં વસતિ મારિ વિજોગિ વ્હાલી;
કહે તે મને પછિ દયા દિલમાંય આણી,
લે શુણિ દેશ ઘરબારતણી નિશાણી. ૧૩૮

સ્રષ્ટી લિલા લલિત જ્યાં ખિલિ સર્વ ભાગે,
જ્યાં કાચું સૌનું મન માન્યું સદાય પાકે;
વેપારમાં નિપુણ લોકનિ વસ્તિ શાંત,
તે વીરક્ષેત્ર ગુજરાત રસાલ પ્રાંત. ૧૩૯

વિદ્યા કળા કુશળ છે કવિતાનું ધામ,
પ્રૌઢા પરાક્રમનું પારણું દિવ્ય નામ;
ઔ રાજકાજશિલ શૂર પુરૂષ જેમાં,
છે એવિ સૂર્યપુરિ સુંદર આવિ તેમાં. ૧૪૦

જ્યાં શીવ અશ્વનિકુમારજી ગ્રામ્યદેવ,
છે જ્યાંનિ વસ્તિ અતિ સ્વચ્છ અવશ્યમેવ;
તાપી નદી પુનિત ઉત્તરમાં જનારી,
ચોર્યાશિ લક્ષ જનમોથિ મુકાવનારી. ૧૪૧

ટાળી કવીશ મદ નિર્મદવૃત્તિ દેવા,
પામ્યા મહાન કવિ નર્મદ જન્મ જેમાં;
પામ્યો જહાં પ્રથમ જન્મ ખરો સુધારો,
તે સૂર્યપૂરિ મમ જન્મભુ ચંદ્ર ધારો. ૧૪૨

આજે અનેક મળિ સુંદરિ ઠામ ઠામ,
ગાતી હશે સુગરબા ઘુમતી સકામ;
જેણુ જગે જનમિ તે ગરબા ન જોયા,
એળે ગયો જનમ તે જનનો બધો હાં. ૧૪૩

શ્વાસોચ્છવાસ થકિ વાયુ સુગંધ પામે;
મ્હોટે બધે વદનચંદ્રનિ જ્યોતિ ઝામે,
પામ્યે કટાક્ષ ભવસાર્થક-જન્મ જીત્યા,
છે વિશ્વનાં ભુષણ નાગર સુંદરિ જ્યાં. ૧૪૪

દેખી ખરા મરદ મોહિ વિલાસવાને,
વ્યોમેથિ ન્હાતિ ચપલા ભુમિ આવવાને;
ડોકાવિ જોય ગગનેથિ ફરી ફરીને,
નાસે છ ત્યાંનિ ચપલાથિ ડરી ડરીને. ૧૪૫

તાપી તિરે મદનવાડિ કરી પરૂં છે,
તેમાં સહૂથિ ઉંચું મંદિર માહરૂં છે;
મંદીર ઊપર અગાસિ વિશાળ આવી,
જ્યાં માંડવો કરિ લલીત લતા ચઢાવી. ૧૪૬

ત્યાં છાયડા હિલિ રહેલ હશે લતાના,
ટાંગ્યા સુપિંજર હશે શુક સારિકાનાં;
પુષ્પે ભર્યાં સરસ છોડતણાં કુંડાં જે,
છે પાળની ઉપર ગોઠવિ મૂકિયાં તે. ૧૪૭

આજે પ્રિયા શરદઓચ્છવ જાણિ ત્યાંય,
આવી હશે સખિનિ સાથ અગાસિમાંય;
પીળૂં હશે વદન આંખ ગયેલિ ઊંડી,
લેવાયલૂં શરિર હોઠ ફિકા રતૂડી. ૧૪૮

એ આંખ કાજળ વિના કપિલા જણાતી,
ગાલે થરેડ પડિ યૂગલ આંસુડાથી;
વેણી લુખી વિષમ વસ્ત્ર કળા પડેલી,
ચેરાયલી બિનકિ ભાળ હશે ઠરેલી. ૧૪૯

ગૂલાબ પુષ્પનિ કરી સુખદા પથારી,
ઓરાડિ બાઇનિ રજાઈ સમારિ સારી;
અંગે કરી શિતલ ચંદનલેપ ભારી,
હોશે સુવાડિ સખિએ તહિં પ્રાણપ્યારી. ૧૫૦

પંખે હશે પવન નાખતિ દાસિ માને,
જોતી હશે સતિ સરોષ તમારિ સામે;
ગૂલાબની કળિતણી લઈ હાથ માળા,
જપી હશે જિભથિ નાથનું નામ બાળા. ૧૫૧

દેતી હશે ધિરજ ધર્મ સખી ઉચાટે,
રે ! આવશે પતિ હવે સ્મરશાંતિ માટે;
મેનાદિ પક્ષિ વદતાં કરિ દીન કાંતિ,
શાંતી પ્રશાંતિ સતિ શાંતિ પ્રશાંતિ શાંતિ. ૧૫૨

છે તૂજ બિંબસમ સુંદર બિંબ વાળી,
નીશાણિ રાખિ પરખે શશિ મારિ વ્હાલી;
ઉચ્ચાટ દૂર કર આજ દયાળુ મારો,
માનીશ પાડ, પરિપૂરણ આપ તારો. ૧૫૩

કામી જને ઉચરિયૂં દુખ એમ ત્યાંથી,
નિર્જીવ જીવતણું ભાન ભુલી વ્યથાથી;
કામાંધ ના વિનયમાં નહિ સભ્યતામાં,
ના લાજમાં નહિ વિચાર રૂડા કર્યામાં. ૧૫૪

એ લાખ આડતિ' હજાર મઈલ જ્યારે,
આ ભૂમિને શશિનું અંતર એવું ભારે;
શી રીત વાત શશિ સાંભળશે જ એની ?
ના કલ્પના વિરહિએ કરિ કાંઈ તેની. ૧૫૫

પ્રીતીકળા સમજનાર પતી પ્રિયાનું,
વીજોગ દુઃખ વરણ્યૂં કરિ યત્ન નાનું;
કીધા વસંત તિલકા શતસાઠ હાલ,
દે જો ક્ષમા દરશિ દોષ કવી કૃપાળ. ૧૫૬

એ પ્રીતિ કંદ કવિતા ઉપહાસ્યકારી,
શૃંગાર નીતિમય વર્ણનથી સમારી;
જ્ઞાતા જનો ગ્રહણજો ગુણ જે ગ્રહ્યાના,
શૃંગાર જાણિ પરિત્યાગ કદી કરો ના. ૧૫૭

અજ્ઞાતને પ્રિતિનું ભાન કરાવશે એ,
પત્ની અને પુરૂષધર્મ ધરાવશે ને;
ઊડાવશે મલિન દંપતિના પ્રપંચો,
છે ન્યાય બુદ્ધિજનને સુખનો સકંચો. ૧૫૮

હેતો નથી શિખ કરો પરનારિ પ્રીત,
કે'તો નથી પરપુરૂષથિ પ્રીત રીત;
સ્વામી અનૂકુળ, સ્વિયાનિ કથા કહી છે,
શૃંગારવેલિ ફુલિ ફાલિ ફળી રહી છે. ૧૫૯

શૃંગારને જગતમાં જન નિંદનારા,
સંન્યાસિ કે પશુ હશે વનવાસનારાં;
શૃંગારથી વિરૂધ ને નગરે વસે જે,
મિથ્યાભિમાનિ નરનાર હશે બધાં તે. ૧૬૦

હું કાવ્ય અંબુજતણા વનનો વિલાસી,
હું હાલમાં અધિક મુંબઇનો નિવાસી;
છે તાતનૂં વતન માંડવિ નામ ધામ,
શાંડિલ્ય ગોત્રિ ભટ કેશવરામ નામ. ૧૬૧

(સંપૂર્ણ)

---

# ગુજરાતી પ્રેસના કાવ્યના ગ્રંથો

| નામ | કીમત રૂ. આ. પા. |
| --- | --- |
| નરસિંહ મહેતાના કાવ્યકાનો ઉકેલ... | ૦– ૮–૦ |
| નભુવાણી... ... ... ... ... | ૧– ૮–૦ |
| નાગર સ્ત્રીઓમાં ગવાતાં ગીત... ... | ૦–૧૦–૦ |
| પદબંધ ભાગવત (આખું કવિતામાં) (પ્રેમાનંદ, વલ્લભ, સુંદર, દયારામકૃત) | ૭– ૦–૦ |
| પ્રેમાનંદ કાવ્ય ભાગ ૧ લો { સ્વામી નારાયણ } | ૪– ૦–૦ |
| ,, ,, ,, ૨ જો { સ્વામી નારાયણ } | ૧– ૦–૦ |
| પ્રવીણ સાગર ... ... ... ... | છપાય છે. |
| બ્રહ્માનંદ કાવ્ય... ... ... ... | નથી. |
| બિહારી સતસઈ (મૂલ હિન્દી અને ગુજરાતી ટીકા—ઉત્તમ) ... ... | ૨– ૦–૦ |
| વિજયવાણી ... ... ... ... | ૨– ૮–૦ |
| વિરહવિલાસ અને જ્ઞાનવિલાસ ... | ૧– ૦–૦ |
| વ્રજયાત્રા વર્ણન (સચિત્ર હિન્દી) અથવા વ્રજ વિલાસામૃત ... | ૦– ૮–૦ |
| સવિતાકૃત કવિતા ... ... ... | ૧– ૦–૦ |
| સંગીત સતીમંડળ ... ... ... | ૦– ૬–૦ |
| સુમતિ પ્રકાશ (બ્રહ્માનંદ) ... ... | ૦– ૬–૦ |
| સ્ત્રીગીત સંગ્રહ (કવિ નર્મદ)... ... | ૦–૧૦–૦ |
| અન્યોક્તિકા... ... ... ... ... | ૦– ૬–૦ |